# સાહિત્ય વાચનમાળા

## ભાગ ૨

( ઇંગ્રેજી ધોરણ ૫ માટે )

પ્રયોજકઃ—

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ,

બી. એ., એસ. ટી. સી. ડી.

પ્રકાશકઃ—

પોપટલાલ મગનલાલ ગજરાવાળા.

ગુજરાત ઓરિએન્ટલ બુક ડીપો–અમદાવાદ.



કિંમત ૦–૮–૦

# ઉપોદ્ઘાત.

સાહિત્ય લોકોના વિચારનું સ્થાયી સ્વરૂપ છે. અમુક સમયના જનસમુહના મનમાં જે વિચાર ચાલતા હોય તેનું તત્ત્વ તે જમાનાના સાહિત્યમાં ઉતરે છે.

ગુજરાતી સાહિત્યનો પ્રાચીન યુગ ( ઇ. સ. ના દસમા શતકથી ઇ. સ. ના ચૌદમા શતક સુધી ) ગુજરાતની આબાદીનો કાળ હતો. જળ માર્ગે અને સ્થળ માર્ગે ચાલતા વ્યાપારથી અઢળક ધન એકઠું થયું હતું અને સબળ રાજ્ય-સત્તાને લીધે ચાંચીઆ અને લૂંટારાનું જોર ઓછું થઇ કેટલેક અંશે શાન્તિ પથરાઇ હતી. રાજ્ય તરફથી વિદ્વાનોને આશ્રય મળતો હતો અને તેમનાં પુસ્તકો પૂજ્ય ગણાતાં. હેમાચાર્યના વ્યાકરણના ગ્રંથને હાથી ઉપર પધરાવી તેનો મોટો વરઘોડો કાઢી રાજ્યના સરસ્વતી ભંડારમાં મુકવામાં આવ્યો હતો એ તો જાણીતી વાત છે. ગુજરાતની બહાર ઘણે દૂર આવેલા પ્રદેશો સુધી ગુજરાતના રાજાઓની આણ મનાતી. આ જમાનાનું સાહિત્ય પ્રમાણમાં ઘણું થોડું મળી આવ્યું છે પણ જે મળી આવ્યું છે તેમાં ભૂમિનું અભિમાન, વીરતા, નિર્મળ પ્રેમભાવના વગેરે દેખાય છે. તે સાહિત્યમાં વેગ છે, ઉલ્લાસ છે અને પુરુષ પરાક્રમનું ગંભીર ગાન છે.

ગુજરાતી સાહિત્યના મધ્યકાલીન યુગમાં ( ઇ. સ. ના પંદરમા શતકથી સત્તરમા શતક સુધી ) ગુજરાત મુસલમાન સત્તા નીચે આવે છે. દેશમાં અશાંતિ ફેલાય છે, સાહિત્યને મળતો રાજ્યનો આશ્રય બંધ થાય છે, પ્રજામાં નિરાશા વ્યાપે છે, રાજ્ય-સત્તા અને રાજ્ય-લક્ષ્મી પ્રયાસ કરતાં પણ મળે તેમ નથી એમ લાગે છે. રાજ્યની

ઉથલ-પાથલને લીધે જીવનવ્યવહાર મુશ્કેલ અને અચોક્કસ થાય છે. આને પરિણામે સ્વતંત્રતા, વીરતા અને ઉલ્લાસ દબાઇ જાય છે, અને સાહિત્યનો વેગ મંદ થાય છે. ગયા જમાનાના સંસ્કારને લીધે સાહિત્યનો પ્રવાહ કાંઇ ચાલે છે પણ તે દિશા બદલે છે. પૈસો, સત્તા, આબરૂ વગેરે ભૌતિક સંપત્તિ ગુમાવવાથી લોકનું વલણ ધર્મપર થાય છે. તેથી આ જમાનાના કવિઓ નરસિંહ મહેતા, મીરાંબાઇ, ભાલણ વગેરે ધર્મ અને ધર્મ જોડે સંબંધ રાખતા વિષયો જેવા કે કૃષ્ણ-લીલા, કૃષ્ણનો શ્રૃંગાર વગેરે પસંદ કરે છે.

એકલા ગુજરાતમાં જ નહિ પણ આખા હિંદુસ્થાનમાં પણ આજ ભાવના તે જમાનાના સાહિત્યમાં માલમ પડે છે. જે વખતે પશ્ચિમમાં નરસિંહ મહેતા ભક્તિપ્રધાન કાવ્યો લખે છે તે જ વખતે કબીર અને તુળસીદાસ ઉત્તરમાં, વિદ્યાપતિ પૂર્વમાં અને તુકારામ દક્ષિણમાં એ જ ભાવનાનાં કાવ્યો રચે છે. પરરાજ્યની સ્થાપનાથી પ્રજા-જીવનને સંક્ષોભ થયો તે થોડો કાળ જ ટક્યો. સ્વતંત્રતાના વાતાવરણને લીધે કાવ્યને જે વેગ મળતો હતો તે બંધ થયો અને ધર્મભાવના ધીમે ધીમે ઓછી થઇ અને ધર્મમાં સડો પેઠો. પર-રાજ્ય અને જાનમાલની અસ્થિરતાને પરિણામે કાવ્યઝરણું સુકાયું. નરસિંહ મહેતાના પછીના કાળમાં ઘણે ભાગે સાહિત્ય નિર્માલ્ય જ ઉત્પન્ન થયું છે અને તેમાં મુખ્ય કાવ્યો તો પુરાણીઓએ ઉદર-નિર્વાહને માટે કરેલાં જોડકણાં છે. મીરાંબાઇ આ કાળમાં અપ-વાદરૂપ છે.

મોગલ રાજ્યની સ્થાપના પછી કાંઇક શાંતિ પથરાઇ. ધર્મમાં અને પ્રજાજીવનમાં પેઠેલા સડા ઉપર વિચારકોનું ધ્યાન ખેંચાયું. દેશમાં પુનરુદ્ધાર કરવા પ્રયત્નો થવા લાગ્યા. જે કારણોથી મહારાષ્ટ્રમાં સ્વધર્મ અને સ્વરાજ્યની સ્થાપના માટે શિવાજી મહારાજનો જન્મ થયો, જે કારણોથી પંજાબમાં સીખ લોકોની જાગ્રતિ થઇ તે જ

કારણોથી બનેલા વાતાવરણને પરિણામે ગુજરાતમાં પ્રેમાનંદ, અખો અને વલ્લભભટ્ટ થયા. સ્વદેશપ્રેમની ભાવના ભાષા પ્રેમ તરીકે પ્રેમાનંદમાં ઉદ્ભવી, અખાએ તે વખતના ધર્મગુરુઓ અને ધર્મનાં પાખંડ ઉપર ચાબખા લગાવ્યા અને વલ્લભભટ્ટે તે વખતની દુર્દશા જોઇ તે દુર્દશા મટાડવા બહુચર માતાને કળિકાળના ગરબામાં પ્રાર્થના કરી. પ્રેમાનંદે ભાષા પ્રેમથી આરંભેલા પ્રયાસોએ સાહિત્યમાં ઘણો વધારો થયો.

મોગલ સલતનતની પડતી, મરાઠાઓનાં આક્રમણ અને પુરેપુરી અંધાધુનીની અસર ત્યારપછીના કાળના સાહિત્યમાં જણાય છે. અંગ્રેજ રાજ્યની સ્થાપનાના પહેલાંના કાળનું સાહિત્ય વળી પાછું નિર્માલ્ય બને છે. ફક્ત કવિ દયારામ આ જમાનાને અંતે ઉત્પન્ન થાય છે અને તે રસસાહિત્યમાં સંગીન વધારો કરે છે.

અંગ્રેજ રાજ્યની સ્થાપનાને પરિણામે શાન્તિ ફેલાય છે અને આધુનિક કાળના સાહિત્યમાં તેનાં પરિણામ માલમ પડે છે.

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.



# અનુક્રમણિકા.



## ગદ્ય.





# સાહિત્ય વાચનમાળા

## ભાગ ૨

---

## જય જય ગરવી ગુજરાત.

[ સામાન્ય વાતોમાં "ગાંડી ગુજરાત" એમ કહેવામાં આવે છે. તેને બદલે "ગરવી ગુજરાત" બનાવવા મથનાર અને કવીશ્વર દલપતરામના સમકાલીન તથા તેવાજ મહાન કવિ નર્મદાશંકરનું આ કાવ્ય છે. કવિ નર્મદાશંકરનો જન્મ ઇ. સ. ૧૮૩૩ માં સુરતમાં થયો હતો. ગુજરાતની સેવા ખાતર આ સ્વદેશાભિમાનીવીરે પોતાની જાત અર્પણ કરી હતી. સંસાર સુધારો, ધર્મ સુધારો અને સ્વદેશ પ્રેમ તેમના પ્રિય વિષય હતા. "પ્રેમશૌર્ય" તેમનો મુદ્રામંત્ર હતો. "નર્મ કવિતા" નામના તેમના મોટા કાવ્યસંગ્રહમાં તેમણે જુદા જુદા વિષયો ઉપર અંગ્રેજી ભાષાની અસરવાળાં કાવ્યો લખ્યાં છે. તે ઉપરાંત "નર્મ ગદ્ય" નામનો તેમનાં ગદ્ય લખાણોનો સંગ્રહ છે. તેમના જમાના સુધી ગુજરાતી ગદ્ય બહુ લખાવા માંડયું નહોતું. જે થોડુંઘણું લખાતું તે આડંબરી સંસ્કૃતમય ભાષામાં લખાતું. ગુજરાતી સારા ગદ્યની શરુઆત નર્મદાશંકરથી થઇ એમ કહીએ તો ચાલે. તેમણે ઇ. સ. ૧૮૮૬ માં સ્વર્ગવાસ કર્યો.

કવિએ "નર્મકોશ" નામનો મોટો શબ્દકોશ પોતાને હાથે તૈયાર કર્યો અને પોતાને ખર્ચે ઇ. સ. ૧૮૬૮ માં પ્રસિદ્ધ કર્યો. તે જમાનામાં ચાલતા રીવાજ મુજબ કોઇ તવંગરની ખુશામત કરી તેને અર્પણ નહિ કરતાં એ પુસ્તક આખા ગુજરાતને આ કાવ્ય લખી

અર્પણ કર્યું. "આવી મહેનતે અને આવા જોખમે આવો મોટો ગ્રંથ પ્રગટ કરવાની હિંમત જે દેશના સુપુત્રે કરી તે દેશને અભિનંદન જ ઘટે છે કે "જય જય ગરવી ગુજરાત" (નવલરામ). આટલાં વર્ષ થયાં પણ હજી એવો બીજો કોશ થયો નથી તે એ કોશની મહત્તા જણાવવાને બસ છે.]

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત;
દીપે અરૂણું પરભાત,—જય જય.

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમશૌર્ય અંકીત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને પ્રેમભક્તિની રીત—
ઉંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત— ૧

ઉત્તરમાં અંબા માત,
પુરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ.
છે સ્હાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.— ૨

નદી તાપી નર્મદા જોય;
મહીને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકાર—
સમ્પે સોયે સહુ જાત;
જય જય ગરવી ગુજરાત— ૩

તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગથકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત–

જન ઘૂમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત— ૪

**નર્મદાશંકર.**

૨. દરેક દેશની ભૂગોળ શીખવતી વખતે તે દેશનું અમુક પહાડ કે અમુક સમુદ્રથી રક્ષણ થયેલું છે એમ જણાવવામાં આવે છે. ગુજરાતનું એવું રક્ષણ થએલું નથી એમ કેટલાક કહે છે. તેના જવાબમાં કવિ કહે છે કે સાક્ષાત દેવો ગુજરાતનું રક્ષણ કરવા તૈયાર છે પછી પહાડ કે સમુદ્રની શી જરૂર?



# હિંદુઓની પડતી



[ આ દેશભક્તિથી ઉભરાતા કાવ્યમાં કવિ નર્મદાશંકરે તેમના જમાનાની દુઃખદ દશાનું વર્ણન કર્યું છે અને સાથે સાથે સમાજસુધારા માટે સૂચન કર્યું છે. આ કાવ્ય લગભગ ૬૦ પાનાનું છે તેમાંથી નીચેની થોડી લીટીઓ પસંદ કરવામાં આવી છે. અભ્યાસીઓએ આ કાવ્યની સાથે વલ્લભભટ્ટનો કળિકાળનો ગરબો સરખાવવો. ]



### રોલાવૃત

હિંદુ દેશના હાલ, થયા છે ભુંડા આજે;
સત્તા મોટી ખોઇ, નીચું તે જોએ લાજે.
ઉડાવતો જે બ્હાર, થયો છે તે લાચારે;
આને જે આબાદ, ખરાબીમાં તે ભારે.
બ્રાહ્મણ પંડિત જેહ, ખપે છે મૂરખમાં તે;
ક્ષત્રી શૂરા જેહ, ખપે છે કાયરમાં તે.
વળી ઘણા નહિ એહ, રહી છે થોડી જાતો;
વૈશ્ય થયા નિર્વંશ, હશે સંકરકો ન્યાતો.
શુદ્ર થયા છે વૈશ્ય, કમાઇને વેપારે;
પણ વિદ્યાવણ મૂઢ, દુઃખી છે ગુરૂને મારે.
રહ્યા એમ બે વર્ગ, શુદ્ર ને બ્રાહ્મણ ડેરા;
મૂરખ બંને તોય, રેહ જયમ ગુરૂને ચેલા.

× × ×

કરે નકો અભ્યાસ, પુરતો તન મન દઇને;
કામ જેટલું લેઈ, બેસી રહે સંતોષે તે.

કરે નહો અભ્યાસ, કારખાનાં ક્યમ લાવે ?
વિના હુન્નર વેપાર, દ્રવ્ય તે ક્યાંથી લાવે ?

× × ×

વધે વિદ્વાનો કેમ, થાય વિદ્વાનો ભેગા;
બતાવના ઉપાય, વ્હેમપર મારી છેકા ?
વળી ભણેલા કોક, હોય તે ફુલાએ છે:
ભુલી ફરજ નિત તેહ, મૂર્ખને ભટકાવે છે,
અજ્ઞાની ને અંધ, જન બે સરખાં ચાલે:
જેમ દોરવે અન્ય, તેમ તે અહિં તહિં હાલે.

× × ×

અરે ઓમકારેશ, દેશ ટૂક્યો છે પૂરો;
નથી હમારે કોઇ, આજ વિક્રમ નૃપ શૂરો.

× × ×

નીચ બુદ્ધિને કહાડ, કહાડ સઘળા વ્હેમોને:
ઉંચી સુબુદ્ધિ આલ, દશા છે કેવી જોને.
દેશ પ્રીતિનું ભાન, કરવ તું વ્હેલો હાવાં;
કે ઉપજે અભિમાન, જેથી લઇએ સુખલ્હાવા.
ઇંગ્લંડનો દેશ, જેહવો આજે સ્હોએ;
કર તેવો આ દેશ, લાજ સંધે એ ખોએ.
પ્રથમ તાહરો એહ, હતો માનીતો ઝાઝો;
કેમ રૂઠ્યો તું છેક, રિબાતા છૈએ આજે.
શા કીધા અપરાધ, એટલા કે તું રૂઠે;
માફ કરીદે દેવ, હવે તું ક્યારે ત્રૂઠે ?

નર્મદાશંકર

# સુખ દુઃખ

[ આ કાવ્યના લખનાર નરસિંહ મહેતા ( ઈ. સ. ૧૪૧૫ થી ૧૪૮૧ ) સામાન્ય રીતે ગુજરાતી સાહિત્યના આદ્ય કવિ મનાય છે પણ ખરી રીતે તે આદ્ય કવિ નથી તે છતાં તેમનું સાહિત્યમાં સ્થાન બહુ ઉંચું છે. તેમણે મુખ્યત્વે કરીને કૃષ્ણની ભક્તિનાં પદ રચ્યાં છે. એમની શૈલિમાં પ્રાચીનતા કે પાંડિત્ય નથી. તેમનાં ઘણાં પદ લોકોને મ્હોડે હજી છે. પથારીમાંથી ઉઠતાં પહેલાં તેમનાં પ્રભાતીઆં લોકો ગાય છે. તેમનો જન્મ જુનાગઢમાં નાગર ન્યાતમાં થયો હતો. ન્હાનપણમાં માબાપ મરી જવાથી તેમને ભાઇ ભોજાઇને ઘેર ઉછરવું પડયું. ભાભીના મહેણાને લીધે ઘેરથી નીકળી તે જુદા રહ્યા. પણ તેમનો આખો વખત સાધુ સંતની સંગતમાં અને ભજનમાં જતો. ગરીબાઇને લીધે સંસાર વ્યવહાર નભાવવામાં તેમને અડચણ પડતી અને તેમની ખરા વૈષ્ણવને યોગ્ય સમાનતાની ભાવનાને લીધે તેઓ ઢેઢને ઘેર ભજન કરવા ગએલા તેથી ન્યાતે હેરાન કરેલા. ]

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈના નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખ દુઃખ ટેક
નળ રાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ દુઃખ
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી:
બાર વરસ વન ભોગવ્યાં, નયને નિદ્રા ન આણી. સુખ દુઃખ
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી:
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ દુઃખ
રાવણ સરીખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ દુઃખ

હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખ દુઃખ
એ વિચારી હરીને ભજો, તે સાહ્યજ કરશે;
જુઓ આગે સાહ્ય ઘણી કરી, તેથી અર્થજ સરશે. સુખ દુઃખ
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમરયા અંતર જામી,
બાવઠ ભાગી ભૂધરે, મેહેતા નરસૈંને સ્વામી. સુખ દુઃખ

નરસિંહ મહેતા

---

# કાચબો કાચબી

[ આ કાવ્ય બનાવનાર ભોજાભક્ત ( ઈ. સ. ૧૭૮૫ થી ૧૮૫૦ ) જાતે પાટીદાર અને નિરક્ષર હતા. તેમને ચાબખા લખીને લોકોને સુધારવા પ્રયત્ન કર્યા હતા. તેમના જમનાના ઢોંગ અને સાધુ-ઓના ખરાબ વર્તન ઉપર તેમને તિરસ્કાર હતો તેથી તે વિષય ઉપર પણ ચાબખા બનાવ્યા છે. ]

---

કાચબો કહે છે કાચબીને, તું રાખની ધારણ ધીર,
આપણને ઉગારશે, વ્હાલો જુગતેશું જદુવીર:
ચિંતા મેલી શરણે આવોરે, મરવા તુંને નહિ દિયે માવોરે.—૧

વારતી'તી તે સમે તેં શા વાસ્તે, મારૂં કંથ ન માન્યું કે'ણ,
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ:
પ્રભુ તારો ન આવીયો પ્રાણી ! રે, માથે આવી મોત નિશાનરે—૨

અબળાને ઇતબાર ન આવે, કોટિ કરોને ઉપાય,
કહ્યું ન માને કોઇનું રે, એ તો ગાયું પોતાને ગાય;
એની વિશ્વાસ વો'ણીરે, પ્રથમ તો મતની પોણીરે.—૩

કાચબી કહે છે ક્યાં છે તારો, રાખણ હારો રામ,
હરિ નથી કેના હાથમાંરે, તમે શું બોલો છો સ્વામ;
મરવા ટાણે મતિ મુઝાણી રે, ત્રુટ્યા પછી ઝાલવું તાણીરે.—૪

ત્રિકમજી ત્રય લોકમાં મારે, તારો છે ઇતબાર,
અટક પડી હરિ આવજો, મારી આતમના ઉદ્ધાર;
છોગાળા વાત છે છેલીરે, થાજો મુડથલના બેલીરે.—૫

કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ,
ચોયદિશેથી સળગી ગયું તેમાં ઓરીને વીચો વીચ;
જેનો વિશ્વાસ છે તારે રે, તેનો ઇતબાર નહિ મારે રે.—૬

બળતી હોઉં તો બેસની મારી, પીઠપર રાખું પ્રાણ,
નિંદા કરો છો નાથની રે એ તો, મારો છો મુને બાણ;
વાંલો મારો આવશે વા'રૂ રે, ઓર્યામાં ઉગારવા સારૂ રે.—૭

કાચબી કહે કરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત,
પ્રાણ ગયા પછી પોંચશે રે, તમે શું બાંધો મર ! તંત;
આમાંથી જો ઉગરિયે રે, તો બા'રો કદી પગ ન ભરિયે રે.—૮

વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લીહ લોપાશે લોકમાં રે, બીજી વાંસે કેની વા'ર
હરિ મારી હાંસી થાશે રે, પ્રભુ પરતીતિ જાશે રે.—૯

કેશવજીને કરૂણા આવી, મોકલ્યા મેઘ મલાર,
આધરણમાંથી ઉગારિયો, આવી કાચબાને કર્તાર;
ભોજલ ભરોંસો આવશે જેનેરે, ત્રિકમજી તારશે તેને રે.—૧૦

ભોજોભક્ત

૧ હરિભક્ત કાચબો પોતાની સ્ત્રીને લેઈને પાણીની બહાર ફરતા પારધિને સંત જાણી નમવા ગયો. પારધિએ તેને પકડી તેને હાંડલામાં નાખી, અંદર પાણી રેડી દેવતા ઉપર હાંડલું ચઢાવ્યું. તે વખતે હરિએ તેને સ્હાય કરી તે આ કાવ્યનો વિષય છે.

૩ વોં'ણી=વિહોણી, વગરની.
મત્યની પોણી-મત્ય=મતિ. પોણી બુદ્ધિ એટલે ઓછી બુદ્ધિ અથવા પાનીએ બુદ્ધિ એ અર્થમાં પણ કદાચ હોય. પ્રમદા બુદ્ધિ પાનીએ એ કહેવત ઉપરથી.

૬ ઓરીને-નાખીને ( હાંડલામાં )

૮ મર ! તંત. મર=ભલે. ભલે તમે તંત બાંધો એટલે હઠ લ્યો.
બા'રે=બહાર

૯ લીહ=પ્રવાહ, ભક્તવત્સલતારૂપ પ્રવાહ.

૧૦ આધરણ=ઉનું પાણી.

## બાપજી પાપ મેં

### પ્રભાતીઉં

બાપજી પાપ મેં, કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે,
ઉંઘ આલસ્ય, આહાર મેં આદર્યાં, લાભ વિના લવ કરવી ભાવે. બાપ.

દિન પુંઠે દિન તો વહી જાય છે, દુરમતિનાં મેં ભર્યાંરે ડાલાં;
ભક્તિ ભૂતલ વિષે, નવ કરી તાહરી, ખાંડયા સંસારનાં થોથાં ઠાલાં. બાપ.

દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારું નામ સાચું.
ફરિ ફરિ વરણવું, શ્રીહરી તુજને, પતિતપાવન તારું નામ જાચું. બાપ.

તારી કરુણા વિના, કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈયા રંકને ઝંખના તાહરી, હેડ બેડી ભાગો શરણ આવે. બાપ.

નરસિંહ મહેતા

# અખિલ બ્રહ્માંડમાં

## પ્રભાતીઉં

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રુપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે. અ.
વેદ જો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોય;
ઘાટ ઘડિઆ પછી; નામ રુપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય. અ.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો એ, મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રકટ થાશે. અ.

નરસિંહ મહેતા

---

# સમરને શ્રીહરિ

સમરને શ્રીહરી, મેલ્ય મમતાપરી, જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મહારૂં મહારૂં. સ.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવ નવાં બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાએ. સ.
ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તે નવ પરખિયો, હાથથી બાજી ગઇ થયો રે ખોટી સ.
ભરનિદ્રા ભર્યો, રૌધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણિ કાં ન જાગે;
ન જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખંત ભાંગે. સ.

નરસિંહ મહેતા.

## આત્મજ્ઞાન

જ્યાં લગી આત્માતત્વ ચીન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ્ય દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં ૧.
શું થયું સ્નાન સેવા ને પુજા થકી ? શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મલેપન કરે ? શું થયું વાળ લોચન કીધે ? જ્યાં ૨.
શું થયું તપ ને તીર્થ થકી ? શું થયું માળ ગ્રહી નામ લીધે ?
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી ? શું થયું ગંગાજળ-પાન પીધે ? જ્યાં ૩.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે ? શું થયું રાગ ને રંગ જાણે ?
શુ થયું ખટ દર્શન સેવા થકી ? શું થયુ વરણના ભેદ આણે ? જ્યાં ૪.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસઇઓ કે, તત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. જ્યાં ૫

નરસિંહ મહેતા.

---

# રામને રહેમાન

નામ સમજીને બેશી રહિયે રે,
ભાઇરે નામ સમજીને બેશી રહિયે;
આત્મા ચીનીને મનમાં મગન થઇએ રે.
ભાઇરે નામ સમજીને બેશી રહિયે. ટેક. ૧
રામ ને રહેમાન તમે એક ભાઇઓ જાણજો,
કૃષ્ણને કરીમ એક કહિયે;
વિષ્ણુ બિસમિલ્લામાં ભેદ નથી ભાળ્યો,
અને અલ્લા અલખ એક લહિયે રે.—ભાઇરે નામ. ૨
ગફુર ગોવિંદ રહીમ એક તમે જાણજો,
મૌલા માધવ ગુણ ગાઇએ;
હરિ હક્તાલાનો ભેદ મેં તો જાણ્યો,
હવે ચોરાશી માર નવ સહિયે રે.—ભાઇરે નામ. ૩

પરવરદીગાર પરમેશ્વર એક તમે જાણજો,
નબી નારાયણ ચોટયો હઇયે;
ચોખા ને ચાવલ પણ ડાંગર એક છે,
એવું સમજે તેના ચેલા થઇએ રે.—ભાઇરે નામ. ૪
બાપુ સાહેબ નામ પાક છે, ને બીજું નાપાક છે,
એવું સમજ્યા કહોને ક્યાં જઇએ;
જે સાધન કરે તેનાં પડે સાંસા,
અમે બ્રહ્મજળમાં તો નિત્ય નહિયે રે.—ભાઇરે નામ. ૫

—બાપુ સાહેબ ગાયકવાડ.

## પ્રાણીઆ ભજી લેને કીરતાર.

—ચાબખો.—

પ્રાણીઆ ભજી લેને કીરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ટેક.
ધન દોલત ને માલ ખજાના, પુત્ર ને પરિવાર;
એમાંથી જાશ તું એકલો, પછે ખાશ જમના માર રે.–પ્રા. ૧
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખનો નહીં પાર;
ક્રોડીધ્વજ ને લક્ષપતિ. તેનાં બાંધ્યાં રહ્યાં ઘર બાર રે.–પ્રા. ૨
ઉપર ફરેરાં ફરફરે, ને હેઠે શ્રીફળ ચાર:
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછે વાંસે પડે પોકાર રે.–પ્રા. ૩
સેજતળાયું વિના સુતો નહિ, જીવ હુન્નર કરતો હજાર,
બોરી બોરીને ખૂબ જળાયો, જેમ લોઢું ગાળે લુહાર રે.–પ્રા. ૪
સ્મશાન જઇને ચેહે ખડકી, ને માથે છે કાઠનો ભાર;
અગ્નિ મેલીને ઉભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે.–પ્રા. ૫
સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર;
ભોજો ભગત કે દશ દી રોઇને, પછે મેલ્યો વિચાર રે.–પ્રા. ૬

ભોજો ભગત

## જાગ્યને જાદવા.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કુણ જાશે ?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડેરે ગોવાળિઓ કુણ થાશે ? જા.
દહિ તણાં દૈથરાં, ઘી તણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે ?
હરિ તાર્યો હાથીઓ, કાળિ નાગ નાથીઓ, ભૂમિનો ભાર તે કુણ લેશે ? જા.
જમુનાને તીરે, ગોધણ ચરાવતાં મધુરીસી મોરલી કુણ વાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ રીઝિએ, બુડતા બાંહેડી કુણ સહાએ ? જા.

નરસિંહ મહેતા



## નાગદમન

જલકમલ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે. જલ ટેક.
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચય તારો કાળજ ખૂટયો, અહિંઆ તે શીદ આવિયો. જલ.
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરિએ વળાવિયો;
મથુરાં નગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જલ.
રંગે રુડો રુપે પુરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જલ.
મારી માતાએ બેહુ જન્મ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જલ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીયો;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરિયો. જલ.
શું કરું નાગણ હાર તારો, શું કરું તારો દોરિયો;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરિઓ. જલ.
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાલક આવિયો. જલ.

એક બળિઆ બાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયે;
સહજ ફેણા ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જલ.
નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લેઇ જશે, પછી નાગનું શીશ કાપશે. જલ.
બેઉ કર જોડીને વીનવે સ્વામી, મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જલ.
થાળ ભરી શત મોતિએ, શ્રી કૃષ્ણને રે વધાવિઓ;
નરસૈયાંના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જલ.

નરસિંહ મહેતા.

---

## વૈકુંઠ નહિ આવું

ગાપી-મારૂં વૃંદાવન છે રુડુંરે, વૈકુંઠ નહિં આવું,
નહિ આવું નંદજીના લાલ, નહિ આવું.—ટેક.
બેશીને રહેવું ને ટગમગ જોવું, નહિ ખાવું નહિ પીવું રે.
વૈકુંઠ નહિ. ૧
વૈમાન મોકલો તો મોકલો વહેલું, હું આવીશ સૌના પહેલું રે.
વૈકુંઠ નહિ. ૨
બ્રહ્માનાં લોક તો છે અતિ રૂડાં, વાસી વ્રજના રુડાં રે.
વૈકુંઠ નહિ. ૩
જે વ્રિજે બે પોળીઆ હતાં, તે તે તત્ક્ષણ મોકલ્યા કહાડી રે.
વૈકુંઠ નહિ. ૪
નરસૈયાનો સ્વામી અંતરજામી, તમે સાંભળો ને સારંગપાણી રે.
વૈકુંઠ નહિ. ૫

નરસિંહ મહેતા

( ૧૫ )

# શામળો ઘરેણું

[ આ કાવ્યનાં લેખક **મીરાંબાઇ** છે તેમના જીવનને લગતી માહિતી મતભેદ ભરેલી છે. એટલું તો નક્કી છે કે તે મેડતાના રાજ કુટુંબમાં જન્મ્યાં હતાં અને ચીતોડના રાજ કુટુંબમાં તેમનું લગ્ન થયું હતું. મીરાં નાનપણથી વૈષ્ણવ કુટુંબમાં ઉછર્યા હતાં અને કૃષ્ણ તરફ તેમની અગાધ ભક્તિ હતી. એમને સંસાર ઉપર વૈરાગ્ય હતો તેથી તેમના પતિ સાથે બન્યું નહિ અને મેવાડ છોડી ગુજરાતમાં રહ્યાં અને સાધુ સંતની સોબતમાં કૃષ્ણ ભક્તિનાં પદ બનાવી જીવન ગાળ્યું. તેમના સમયમાં ગુજરાતી અને મારવાડી ભાષા લગભગ સરખીજ હતી. તેથી તેમનાં કાવ્યો ગુજરાતી ગણાયાં અને લોક પ્રિયતાને લીધે પાડાફેર થઇ હાલની ભાષાના જેવાંજ લાગે છે. તે નરસિંહ મહેતાના કાળમાં થઇ ગયાં ]

મુજ અબળાને મોટી મીરાત બાઇ, શામળો ઘરેણું સાચુંરે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયેરે;
ચિત્તમાળા ચતુરભુજ ચુડલો, શિદ સોની ઘેર જઇએરે. મુજ.
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે. મુજ.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું ઘાલુંરે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચુંરે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, હરિને ચરણે જાચુંરે. મુજ.

**મીરાંબાઇ**



## મુખડાની માયા.

મુખડાની માયા લાગી, મોહન પ્યારા, મુખડાની૦
મુખડુ મેં જોયું તારૂં જગત તો થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે-મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીરે—મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએરે—મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યોરે—મોહન પ્યારા૦
મીરાં બલિહારી તારી, આશ એક ઉર ધારી;
હવે હું તો બડભાગીરે—મોહન પ્યારા૦

મીરાંબાઈ

---

## નહિરે વિસારૂં હરિ.

નહિરે વિસારૂં હરિ, અંતરમાંથી. નહિરે૦
જલ જમુનાનાં પાણીરે જાતાં,
શિરપર મટકી ધરી—અંતરમાંથી૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી—અંતરમાંથી૦
આવતાં ને જાતાં વૃંદાવનમાં,
ચરણ તમારે પડી—અંતરમાંથી૦
પીળાં પીતાંબર જરકસી જામો,
કેસર આડ કરી—અંતરમાંથી૦

મોર મુગટને કાનેરે કુંડળ,
મુખ પર મોરલી ધરી—અંતરમાંથી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વિઠ્ઠલ વરને વરી—અંતરમાંથી૦
મીરાંબાઈ.

---

## દવ તો લાગેલ ડુંગરમાં

દવ તો લાગેલ ડુંગરમાં, કહોને ઓધાજી હવે કેમ કરીએ;
કેમ તે કરીએ, અમે કેમ કરીએ, દવ તો લાગેલ ડુંગરમાં.
કહોને. ટેક.
હાલવા જઈએ તો વહાલા હાલી ન શકીએ, બેશી રહીએ
તો અમે બળી મરીએરે. કહોને૦ ૧
આરે વરતીએ નથી ઠેકાણુંરે વહાલા, હેરી, પરવરતીની
પાખે અમે ફરીએરે. કહોને૦ ૨
સંસાર સાગર મહાજળ ભરીયો વહાલા હેરી, બાંહેડી
ઝાલો નીકર બૂડી મરીએરે. કહોને૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર હેરી, ગુરૂજી તારે તો
અમે તરીએરે. કહોને૦ ૪
મીરાંબાઈ

---

## પ્રેમની કટારી.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની, ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે. મને.
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સુરત શુભ એમનીરે. મને.
મીરાંબાઇ

## રામ રમકડું.

રામ રમકડું જડિયુંરે રાણાજી, મને રામ રમકડું જડિયું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિં કોઇને હાથે ઘડિયુંરે. રાણાજી.
મોટા મોટા મુનિજન મથી થાકયા, કોઈ એક વિરલાને હાથે ચડીયુંરે. રાણાજી.
સુન શિખનારે ઘાટની ઉપર, અગમ અગોચર નામ પડિયુંરે. રાણાજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મારૂં મન શામળીયાશું જડિયુંરે. રાણાજી.

મીરાંબાઈ

---

## બોલમા.

બોલમાં બોલમા બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીંબડો ઘોળમાંરે; રાધા. ૧
ચાંદા સૂરજનું તેજ તજીને, આગીયા સંગાથે પ્રીત જોડમાંરે; રાધા. ૨
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળમાંરે; રાધા. ૩
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, શરીર આપ્યું સમતોલમાંરે; રાધા. ૪

મીરાંબાઈ

---

## પ્રેમ વિષે.

### છપ્પો ૧.

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;

નથી મળતો ( કાંઇ ) પ્રેમ તપાસતાં, મુજરી ગામો આમની,
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની.

છપ્પો ૨.

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;
જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને,
કહે નરભેરામ ગુરૂ થકી, નિત્ય બલિહારી તેહને.

છપ્પો ૩.

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે,
દધિ દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી,
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણિ.

છપ્પો ૪.

નથી મૃતિકામાં માલ, નથી પીતળમાં પેડો,
કનકની મૂર્ત્તિ કરે, નથી ઇશ્વર મહી બેડો;
નથી ધોરોમાં પીર, નથી શ્રાવકને દેરે,
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમે પ્રગટજ થાય છે.

નરભેરામ.

---

# લોચન મનનો ઝઘડો.



[ અંગ્રેજ સમયની પહેલાંના શુષ્કકાળમાં થઇ ગએલા પણ ગુજરાતી સાહિત્યના ત્રણ મુખ્ય કવિમાંના એક દયારામ ( ઇ. સ. ૧૭૬૭ થી ૧૮૫૨ ) આ કાવ્યના લેખક છે. દયારામ રસિક કવિ છે. તેમના જેવી સરલતા અને રસિકતા અને લોક હૈયાં ઉછાળવાની શક્તિ બીજા કવિઓમાં ભાગ્યેજ જોવામાં આવે છે. ]

લોચન મનનોરે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનોરે, કે ઝગડો લોચન મનનો—ટેક.

પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન.

નટવર નિરખ્યા નેણ તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું સુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન.

સુણ ચક્ષુ હું પાંગળું, તું મારું વાહન,
નિગમઅગમ કહ્યું સાંભળ્યું, દીઠા વના ગયું મન. ઝગડો લોચન.

ભલો કરાવ્યો મેં તને સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુ:ખ વિજોગ. ઝગડો લોચન.

વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન.

ચહેન નથી મન કયમ તને, ભેટે શ્યામ શરીર,
દુ:ખ મારે જાણે જગત, રાત્રી દિવસ વહે નીર. ઝગડો લોચન.

મન કહે ધીકું હું હદે, ધુમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગેરે નેણ, તે થકી તું રોય. ઝગડો લોચન.

એ બેહુ આવ્યા બુદ્ધિકને તેણે ચુકાવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણુ તું, લોચન તું મન હાથ. ઝગડો લોચ૦.

સુખથી સુખ, દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ શું, બેહુ વડેથી પ્રીત. ઝગડો લોચન.

દયારામ.

---

## અન્નદેવ.

તમને આરાધું અન્ન-દેવ, પ્રથમ કરૂં તમારી સેવ; ટેક.

સવા પહોરે સુતાં ઉઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પહેલે પ્રાતઃ કાળ; તમને.

પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલોલ;
માણુસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ; તમને.

વાત કરતાં વઢી પડે છે, ભણુતા જાય છે ભુલી;
આંખડી એ અંધારા આવે, કાયા થઇ જાય લુલી; તમને.

× × × × ×

બળિયામાં જે બળિયો કહાવે, જે છે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઇને ઢળિયો. તમને.

રણુછોડ ભક્ત.

---

# નળાખ્યાન.



[ ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ કરતાં ચઢતી ન બનાવું ત્યાંસુધી પાઘડી ન પહેરૂં એવું પણ લઇ ગુજરાતી ભાષાના ઉદ્ધાર માટે સતત પ્રયત્ન કરનાર ભાષાપ્રેમી મહા કવિ પ્રેમાનંદનું આ ઉત્તમ કાવ્ય છે. પ્રેમાનંદના સમય સુધી ફક્ત ભક્તિનાં જ કાવ્યો લખાતાં તેને બદલે પુરાણનાં આખ્યાનો ઉપરથી કાવ્યો લખવાના સફળ પ્રયત્ન પ્રેમાનંદે કર્યા. પ્રેમાનંદ ગુજરાતી સાહિત્યના સર્વોત્તમ કવિ છે. ]

( જુઓ ભાગ ૧. )

---

## નળનું રાજ્ય.

### રાગ ગોડી.

બૃહદશ્વજી વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હૃદે;
નૈષધ નામે દેશ વિશાળ, રાજ કરે વીરસેન ભૂપાળ.

તેહને સુરસેન બાંધવજન, તે બેઉને એકેકો તંન;
તે રૂપે રૂડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.

પછે નળને આપી રાજ્યાસન, પિતા કાકો બન્યો ગયા વન;
ચલાવે રાજ્ય નળ મહાપતિ, પુષ્કરને કીધો સેનાપતિ.

જિત્યા દેશ વધારી ખ્યાત, શત્રુ માત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળ પુષ્કરે કીધો દિગ્વિજે.

પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમ પતિ કીધો સાધ, પુરમાંહે કોને નહિ વ્યાધ.

× × × × ×

## પુષ્કરનું માનસી રાજ્ય.

ત્યારે પુષ્કરને થઇ અદેખાઇ, મુજ થકી વાધ્યો પિતરાઇ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહવું જાણી મન આણી વૈરાગ્ય, ગયો વન ઘર કીધું ત્યાગ:
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો.
જઇને સેવ્યું પર્વત શૃંગ, તળે વહે છે નિર્મળી ગંગ;
શલ્યાનું કીધું આસન, પાંદડાંનું કીધું છત્ર રાજન.
માનસી રાજ્ય માંડયું વનતણું, કોકિલા ગાન કરે છે ઘણું:
આ મૃગ તે અશ્વ માહરે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
બુંડ હસ્તી પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;
કો લૂંટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માડયું રાજ્યાસન, અણ ચાલતે વશ કીધું મન;
એ કથા એટલેથી રહી, નળ રાજા શું કરતો તહીં.

× × × × ×

નારદજી નળરાજા પાસે ગયા અને નળરાજાને કુંવારા રહેવાનું કારણ પુછ્યું. લાયક કન્યા નથી મળતી તેમ નળે જણાવ્યું. નારદજીએ વિદર્ભ દેશના રાજા ભીમકની કુંવરી દમયંતીનાં રૂપ અને ગુણનાં વખાણ કર્યાં.

---

## દમયંતીનું વર્ણન.

### રાગ આશાવરી.

ગુણ ચાલને ચાતુરી, અદ્દભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.

બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વર્ણન;
જેમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.

દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.

ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડ્યું, દમયંતીનું ગાત્ર.

તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડીઓ;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડીઓ;

નળ કહે નારદને, એ વખાણ ભાવે ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો?

નારદ કહે બ્રહ્માજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એવી પાખી.

વિરંચીએ વૈદર્ભી નાખી, ઉદય હવડે પામી;
તે જો અહીંઆ અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.

\+ + + + +

આ વખાણ સાંભળી નળને દમયંતી પરણવાની ઇચ્છા થઇ. નળ મૃગયા કરવા ગયો અને ત્યાંથી સોનાની કાયા અને રત્ન જેવી ચાંચવાળા એક હંસને પકડી લાવ્યો. તે હંસે દમયંતી સાથે નળનું લગ્ન કરાવી આપવાનું માથે લીધું, અને વિદર્ભ દેશ ગયો.



# હંસ અને દમયંતી.

વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ.

ભીમક રાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.

ચંદ્રમા મસ્તકે આવ્યો, પુર્ણિમા મધ્ય જામની;
સખી સાથે ગુન રમે છે, દમયંતી એ ભામની.

તેણે સમે ત્યાં હંસલે, વખાણ્યો નળ રાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરીઓ કાન.

હરિ વદનિએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સોનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ.

શોભતું ને બોલતું, કરે નળની વિખાણ.
એ પંખી કર ચડે નહિં તો, તજુ માહરો પ્રાણ.

અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાઢ્યાં તતકાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.

દોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નહાસે, ચપળ નવ ઝલાય.

પંખી કહેરે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળ વિના કો ન ઝાલે, તું કોણ જે ગ્રેહેનાર.

### વલણ.

ગ્રેહેનાર તું કોણ મુર્ખી, તુંને કાંહાથી નળની શુદ્ધરે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધરે.

+ + + + +

દમયંતીએ હંસને પકડવા યુક્તિ કરી પણ હંસ જાણી જોઇને પકડાયો અને નળનાં વખાણ કરે ગયો.

---

## નળનું વર્ણન.

એટલામાં મન વિહ્વલ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું:
બેઉ કર જોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી.
હું પુછું છું બીહીતી બીહીતી, નળની કથા કહો અથઇતિ;
છે બાળક વૃદ્ધ જોબન ધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો છબો વરણ્યો, છે કુંવારો કે પરણ્યો:
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી;
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટા ન કોટ નારી નિરખી, ન મળે નળને પરણ્યા સરખી.
એકવાર બ્રહ્માએ શું કરીરૂં, સકળ તેજ એક પાત્રમાં ભરીરૂં;
તે તેજનો ઘડ્યો નળરાય, કાંઇ એક રજ વાધી પાત્રમાંય.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવિ;
વહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કહાડે રેર, વહાણું સાંજ તેણે ટાહડો પોહોર;
અદ્દષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચિંત ભાનુ તપે મધ્યાન્હ.

### વલણ,

મધ્યાને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વખાણ કરૂં તે નળતણું.

### રાગ જેતશ્રી.

હંસ ભણેલો હો ભામિની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી:
નળની તુલના મેળવું પણ મહીનળમાં તુલના કોઇ નહિ તુલના૦
જુગ્મ રવિ સુત રૂપ, આગળ જાય નાખી વાટ:
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ. તુલના.

શીતળતાએ શશિ હાર્યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરૂ કેરી પૃષ્ઠ. તુલના.
ઐશ્વર્ય યુદ્ધ ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ. તુલના.

નૈષધરાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય;
રખે આપણી સ્ત્રીઓ વરે નળને, સર્વે માંડી રક્ષાય. તુલના.
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઇ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે. તુલના.

હીમ સુતાને હર લઈ નઠા, ગયા ગુફા માંય;
સહસ્ત્ર આંખો ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય. તુલના.
સિદ્ધ બુદ્ધિને ધારે નહિ, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિ પત્નીને ઋષિ લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ. તુલના

પાતાલમાં લેઇ પદ્મિનીને, વસીઆ વરૂણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નીએ ધર્યા અડતાલીસ રૂપ. તુલના.
ચંદ્રને સુરજ નાઠા ફરે છે. રખે વરતી નારી.
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી. તુલના.

હંસ ભણે હો ભામિની, એમ સૌએ શ્યામા સંતાડી;
નળના વપુના મામથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી. તુલના.
ત્યારે નરમ થઇ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઇ મારો, ત્યાં મેળવ વેવિશાળ. તુલના.

હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ,
તેમ તુજને ઇચ્છા થઇ, ભરતાર પામવા નળ. તુલના.
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધ પતિના દૂત;
બાપ કરી પરણાવીએ, તો તું સરખું કંઇ ભુત. તુલના.
વચન સુણી વિહંગમનાં, અબળાએ મુકયો અહંકાર;
ભુંડા એ શું મુને નિભંછા આપણે મિત્રાચાર. તુલના.

સ્નેહ તે સત્કર્મનો એમ, વદે વેદને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય. દુલ॥.

વલણ.

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણરે;
નહીંતર પ્રાણ જાશે માહરા, ને પીડ પડશે ઘણુંરે.

---

## નળનું વેવિશાળ.

### રાગ વેરાડી.

હંસ ભણે હો ભગિની મારી, ભીમક રાજ કુમારી;
નિશ્ચય નળ તુજને પરણાવું, મુને દયા આવે છે તારી. હંસ

અમો મળતાંને પ્રાણજ આપું, પુરૂ મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાખી ઉંચા નીચા પાશ. હંસ.

એક જડી બુટ્ટી સુંઘાડું નળને, તત્ક્ષણ થાશે ઘેહેલો;
આપણીએ આંહાં આવીને રહેશે, વહેલો સર્વની પહેલો. હંસ

નળને તું નિરધાર પરણશે, એ માહરો સંકેત;
એ ત્યાર પહેલી કોનેવરે, પછે હું થાઉં ફજેત. હંસ.

સ્વયંવર તું ઘર રચાવે, વળી કરે એક વાનું;
તારો પિતા નોહોતરૂં મોકલે, તું પત્ર લખજે છાનું. હંસ.

× × ×

હંસે નળરાજાને આવી બધી વાત કરી. દમયંતીના સ્વયંવરનું નેંડું આવ્યું અને સાથે દમયંતીનો પત્ર પણ આવ્યો અને નળ સ્વયંવરમાં ગયો.

# સ્વયંવર.

## રાગ સારંગ.

નળ પોહાંતો વિદર્ભ દેશ, તાંહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર સુભીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ;
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, તેણે અંન થયું મોઘું સરવ.

\+ + +

## રાગ સોરઠી.

વૈશંપાયન કહે રાજન, સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડઘો બાજ્યો સુણ્યો સર્વ રાતે, ઉઠયા ઉજમ થાતે પ્રભાતે.
દીધા જઇએ વર્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઇઓ ભીમકે:
નોહે અતિકાળ કીધાનું કામ, માંડવે નવ મળશે બેસવાના ઠામ.
ભીડ ભરાઇ ગામ ભાગળથી, રંક જાએ રાય આગળથી;
મળે શુકન સામા તેડે, શુકન વદે ને રથ ખેડે.
કરે તિરસ્કાર સેવક પર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ,
જાયે અસ્વાર બહુ અલબેલા, હય હીંડે જાણે જળના રેલા,
ભરાયે રથ માંહો માંહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે;
અસ્વાર પડે છે નીસરી, તે મળે કંઇએ નવ ફરી,
વાહન પડઘાનો ચાલ્યો છબ, ચરણ રેણુએ છાયો નભ.
થઇ રહ્યું છે અંધારૂં ઘોર, પડી રહ્યો છે શોહોરા શોહર.
બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વળ્યો અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણી માત્ર વર નહિ કો જાન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા છે જયેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.

× × ×

ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સર્વ રાજન;
ગાનારી ગીત ગાએ ગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા.
વસ્ત્રે કેસર માંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ,
વર થઈ બેઠાં પ્રાણીમાત્ર, સમાં કર્યાં છે. વરવા ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાયનાં ખોડ, તેને દમયંતી પરણ્યાનાં કોડ;
બાળ યૌવનને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા,
કોતો મોટા ઘરના કુંવર, કો કહે આધ અમારૂં ઘર;
આશા અભિમાને ભર્યાં નર, વાંકા મુગટ ધર્યાં શિરપર,
ઘરડા થયા નાના વર, વત્તાં કરાવતાં વાગ્યા છર;
તન મન કન્યાને અર્પણ, આગળથી નહિ ટાળે દર્પણ;
કેટલાક કરે તિલકની રેપ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પુછા પુછ, હું કેવો કહી મરડે મુછ,
જેના મુખ માંહે નહિ દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાળી પળી.
જોશીની પ્રણિપત કરી, દેખાડે હાથ ને જન્મોતરી;
જો દમયંતી મુને પરણે, તો જોશી હું લાગુ ચરણે.

\+ × +

પણ દમયંતીએ તો નળનેજ વરમાલા આરોપી. લગ્ન પછી કેટલોક સમય ગયો. ત્યારબાદ પુષ્કરના આગ્રહથી નળ જુગટું રમ્યો અને રાજપાટ હાર્યો. નળ અને દમયંતી જંગલમાં ગયાં અને તેમનાં છોકરાને મોસાળ મોકલ્યાં, તે મોસાળ મોકલતી વખતે દમયંતી કહે છે.

## બાળકોને વિદાય.

### ( રાગ મેવાડો. )

મોસાળ પધારોરે, મોસાળ પધારો—
મોસાળ પધારો બાહુઆંરે, મારાં લાડવાયાં બે બાળ;
નમાયાં થઇ વરતજો, સેહેજો મામીની ગાળ—મોસા૦

હૃદયા ચાંપરે, રાણી હૃદયા ચાંપે,-
હૃદયા ચાંપે પેટનેરે, એ છેલું વહેલું લાડ;
હવે મળવાં દોહલાંરે, મળીએ તો પ્રભુનો પાડ—મોસાળ૦
થયાં માના વોહોણાંરે, થયાં માત વોહોણાં,—
માત વોહોણાં થયાં દામણાંરે, નહીં કો રુડો સાથ;
એ રાણી હૃદય ફાટેરે, કોણ માથે ફેરવશે હાથ-મોસાળ૦
મંદિરના ગુરુજીરે, મંદિરના ગુરુજી,-
મંદિરના ગુરુજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું એ તન;
જઇ કહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન-મોસાળ૦
પુત્રી જમાઇરે, તમનણાં પુત્રી જમાઇ,-
પુત્રી જમાઇ તમનણાં.કહેજો વનમાં કર્યો વાસ;
જઇ કહેજો મારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ-મોસાળ૦
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી,—
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયે થકાં નવ ઉતરેરે, એમ કહી દમયંતી રોય-મોસા૦

### વલણ.

રોયે રાણી અતિ ઘણું, વત્સ સોંપ્યાં ગુરુ કર માંહેરે;
ઋષિ સાથે બે બાળકાં, વોળાવ્યાં નગરાયરે.

નળ અને દમયંતી એકેક વસ્ત્ર પહેરી જંગલમાં ગયાં. કેટલાક દિવસ કાંઇ ખાવાનું મળ્યું નહિ. નળ ત્રણ માછલાં પકડી લાવ્યો અને તે દમયંતીને સોંપ્યાં. દમયંતીના હાથ અડવાથી મરેલાં સજીવન થાય એવું વરદાન હતું તેથી દમયંતી માછલાંને અડી કે તરત તે સજીવન થઈ નાશી ગયાં. નળ બીજો ખોરાક શોધવા ગએલો તે કાંઈ નહિ મળવાથી નિરાશ થઇ પાછો આવ્યો ને માછલાં દીઠાં નહિ એટલે દમયંતી ખાઇ ગઇ હશે એવો વહેમ આવ્યો. થોડા વખત પછી નળે એક પક્ષીને ઉડતું જોયું. તેને પકડવા માટે રાજાએ

પોતાનું વસ્ત્ર ફેંક્યું પણ પક્ષી વસ્ત્ર લઇ ઉડી ગયું. હવે રાજા અને રાણી બન્નેએ એક જ વસ્ત્ર પહેર્યું. રાતના આવી દશામાં બન્ને જણાં સુતાં. ભુખ, દુઃખ અને રાણીના ઉપર આવેલા વહેમથી દમયંતીને મુકી નાશી જવાનો વિચાર નળને થયો.

---

## ત્યાગ.

### રાગવેરાડી.

કટકા બે પટકુળના કરી, મુકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શ્યામાની સાંભરી.
નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી.
ત્રૈલોક મોહન એ માનિની, કેમ વેદના સહેશે રાનની;
ન ઘટે મુકી જાવું મને, નળ આવ્યો દમયંતી કને.
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો;
કળી તાણે વાટ મન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચાર વારિ નિધિમાં પડ્યો, આવાગમન હીંડોળે ચડ્યો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજી તેમ.

\+ \+ \+ \+

એવું કહીને મુકી દોટ, ઉજાટે દોડ્યો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

### વલણ.

કાળ ઉદે અરૂણ તણો, ત્યાં લગે ધાયો ધીશરે;
જાગ્યો હૃદે થયું દુઃખ ઉદે, જ્યારે દીઠો દીશરે.

## નળનો શોક.

### રાગ સામગ્રી.

નળ જલ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતા તણું, અવનિ પછાડ આપ.
વૈદરભીવામા રંક રામા, એકલડી વન મધ્ય;
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવધ્ય.
નહિ મળે ફરી કોકિલા સ્વરી, શો ઉપન્યો વિખવાદ;
મન ગમયંતી, બોલ દમયંતી, નળે માંડયો સાદ.
વિશ્વ મોહિની, સૃષ્ટિ દોહિની, સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ.
વન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
કંટીએ ચરણ ધરણનાં ભુંસ્યાં, વન કીધું નિર્વાટ.
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રુવે હૃદયા ફાટે,
મોહ ધારણ. કર્મ કારણ, કહે ભુજ દેઇ લલાટે.
રાય વિલપે, ઘણું કકળે, સંભારે સુખ સ્નેહ;
કુબુધ આવી, મંન ભાવી, અન્યાયે દીધો છેહ.

+ + + + +

નાથ મુકીને જાય છે એવું દમયંતીને સ્વપ્નું આવ્યું અને ઝબકીને જાગી તો નળને દીઠો નહિ અને કલ્પાંત કરવા લાગી.

## વનમાં વૈદરભી

### (રાગ રામગ્રી,)

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
જામની ભય પામે ઘણું, એકલડીરે જાત. વૈદરભી.
રસનાયે નામજ નાથતણું; મુખ જપતીરે જાય;

શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદરભી.
રોઇ રોઇ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે ઝરે, વહે અંગ રુધીર. વૈદરભી
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલતાં ઉભી રહે, ભરાયે કાંટે કેશ. વૈદરભી.
અંગે ઉઝરડા પડ્યા ઘણા, વહે શોણિત ધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહિં વિચાર. વૈદરભી
ઉંડાં કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુદ્ધે ઉધડકે નહીં, પાડે વાઘ બરાડ. વૈદરભી.
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ઘુઘવે ઘોહ. વૈદરભી.
શબ્દ પશુ પંખી તણું, ન પડે કાંઇ પ્રીછ;
વર વણીઅર બીહાવે અરણ્યમાં, વાયે વળગવા રીંછ. વૈદરભી.
શૂકર રોઝ ચિકારડાં, ચીતળા દે ફાળ;
ફાલુ નાદ હોયે ઘણા, બહુ બોલે શિઆળ. વૈદરભી.
આંબા આંબલી લીમડા, અરીઠા અપાર;
શીમળ સમળી સેગઠા, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી.
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુએર;
બાવળીઆ બહુ બોરડી, સરગુવા સમેર. વૈદરભી.
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય,
છૂટા કેશ કામની તણા, ઝાંખરે ઝીટાય. વૈદરભી.
વૃક્ષ અથડાએ અંગસું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથીરે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.
દિવસ નિશા પ્રીછે નહીં, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી.
અંન ઉદક પામી નહિ, નહિ બેસવું શયંન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વંન. વૈદરભી

### વલણ.

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઇ, પ્રેમદા પામી નહિરે.

---

## નળને શોધતી દમયંતી

### ( રાગ રામગ્રી. )

ભૂલી ભમે છે ભામિની, નૈષધ નાથની નારીરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે. ભૂલી.

ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકુળરે. ભૂલી.

એવે દીઠો એક ચીતરો, ધાઇ દમયંતી ઉલટરે;
પૂછે બાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી.

શાર્દુલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વહાલરે;
નૈષધ નરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલરે. ભૂલી.

સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કંપાયરે. ભૂલી.

પૂછે ઉંચા દ્રુમને તારી ગગને ગઇ ડાળરે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી.

પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉ છોં વનમાંયરે. ભૂલી.

તરુ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, શત્રુ થયાં સર્વ કોયરે. ભૂલી.

અજગર પડયો છે વાટમાં, વીકાશી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહિ, તેના મુખમાં મૂકયો પાગરે. ભૂલી
ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીરરે;
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે ચીસરે. ભૂલી
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષરે. ભૂલી.
કંઠે બંધાઇ કાચકી મુખે પડીઓ શોષરે;
મરણ સમે મૂકે નહીં, હદે રસના પુણ્યશ્લોકરે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઇરે;
પગ દીઠો અજગર મૂખમાં, તેણે શ્યામાને સાહીરે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડા ઘાયરે:
જત્ન કરીને મૂકાવીઓ, નળ પત્નીનો પાયરે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢ્યું નહિ, છે વાસવનું વરદાનરે;
કરનલ વાસ સુધા તણો, દેહી રહી પરમ નિધાનરે. ભૂલી.

---

દમયંતીને અજગરના મ્હોંમાંથી છોડાવનાર પારધીની દાનત બગડી. તે પારધીને દમયંતીને શાપ આપ્યો તેથી તે બળીને ભસ્મ થઇ ગયો. દમયંતી રખડતી અને હેરાન થતી તેની માશી ભાનુમતીના રાજ્યમાં આવી પણ તેની માશી તેને ઓળખી શકી નહિ. તે માશીને ત્યાં દાસી તરીકે રહી. નળરાજાએ રસ્તામાં કરકોટક નાગ બળતો હતો તેને બચાવ્યો. કરકોટક નાગ તેને કરડયો અને તેનું મૂળ સ્વરૂપ બદલાઇ ગયું તે કદરૂપો બન્યો. જ્યારે નળની ઇચ્છા થાય ત્યારે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી શકે એવી યુક્તિ કરકોટકે કરી હતી. આ યુક્તિથી નળને છુપે વેશે રહેવું ફાવ્યું દમયંતીની માશીના જ ગામમાં તે જઇ પહોંચ્યો અને દમયંતીના માસા રાજા

ઋતુપર્ણના સારથી તરીકે નળે બાહુક નામ ધારણ કરી નોકરી કરવા માંડી. એક દીવસ રાજકન્યા ઇંદુમતી મોતીનો હાર મુકી નાવા બેઠી હતી. દમયંતી સિવાય બીજુ કોઇ ત્યાં હતું નહિ. કળીએ હાર સંતાડયો. કળીને કોઇ દેખી શકે નહિ એટલે દમયંતી ઉપર ચોરીનો આરોપ આવ્યો. દમયંતીએ ઇશ્વરની પ્રાર્થના કરી.

## દમયંતીની પ્રાર્થના.

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીંએ નથી સમાતી;
હરિ મારે કોણુ જન્મના કરતું, પ્રભુ ચોરી થકી શું નરતું.
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કહાવો.
હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેની ને કોણુ તણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.
હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માડી;
હરિ મેં કોણુ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળ પત્ય;
મારા કોટિક છે અવગુણુ, પણુ તમો તો છોરે નિપુણ,
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વહારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણુ મારો હું તજીશ.
એવું કહિને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ;
એવું મનમાં ધરીયું ધ્યાન, સતીની વારે ચઢયા ભગવાન.

અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માસીને ફરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કળજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટયો;
માંહે થકો પડયો નિસરી હાર, સતીને ત્રુઠયા વિશ્વાધાર.
અંત્રિક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસાદ;
એક એકપે અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી.
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ.

દમયંતીના માતા પિતાએ દમયંતીની તપાસ કરવા રાજગોર સુદેવને મોકલ્યા.

## સુદેવની શોધ

પાત્ર કરમાં રહિત જોખમ, જયેષ્ટિકા જીર્ણ વસંન;
દુ:ખી દરિદ્રી સરખો દેખીએ, જદ્યપિ છે સંપન્ન.
નીરખે ઓવારા નવાણના, જ્યાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતી તણાં, પણ ન જડી ભીમક કુમાર.
તીર્થ જાત્રા જગન જાગ્રણ, જ્યાં સ્ત્રીઓનો સંવાય;
અજાણ્યો થઇ જુએ બ્રાહ્મણ, શીશ ધુણીને જાય.
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ.
વિપ્ર પુરમાં આવીઓ, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજ માતા, ઉજવે છે વર્ત.
પૃર્ણાહુતી વેળાહુતી, જોવા મળ્યાં બહુ જન;
દાસી સાથે દમયંતી, કરે પંથીનું દર્શન.
જગ્નમંડપ જોયો નહિ, નહિ જોયો દીક્ષિત નરેશ;

ઘેલો જસો આવ્યો ધસ્યો, સર્વને મારે ઠેશ.
લોક કહે હો ઘેલીઆ, ટેહેલીઆ અંતરના અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિફળ દ્રષ્ટ, શો આ સાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એવે સુદેવને દમયંતીની, મળી દ્રષ્ટે દ્રષ્ટ

સુદેવે દમયંતીને ઓળખી અને તેને પીયર લઇ ગયો. તેની માશી ભાણેજને ન ઓળખી શકી તેથી તેણે ઘણું કલ્પાંત કર્યું. પીયર ગયા પછી સુદેવને નળની શોધ કરવા ફરી મોકલ્યો. કોબાડા રૂપે ટેલ નાંખતો તે ગામે ગામ ફર્યો અને છેવટે ઋતુપર્ણના દરબારમાં આવ્યો.

ધીરજ આપી નૈષધનારને, વેશ નાનાવિધ ધરતોરે;
દમયંતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સઘળે કરતોરે.
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરેરે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડી, વેશ ટેહેલીઆનો ધરેરે.
દોઢ માસ ગયો અંટણ કરતાં, આવ્યો અયોધ્યા માંયરે;
સભા માંહે ટેહેલ નાખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાયરે.
અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ, પરિત્યાજ તેનો કીધોરે;
ધર્મ ધોરિધંર ધિક તુજને, ફરી તપાસ ન લીધોરે.
રંકે રત્નનું જત્ન ન થાએ, જાત નીવડી નટરે:
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટરે.
કુળ લજાવ્યું કરમી માણસે, કીર્ત્ત કીધી ઝાંખીરે;
જ્ઞાની પુરુષ વિચારી જો જો, ટેહેલ છે સુદેવે નાખીરે.
સભા સહુ વિસ્મય થઇ કાંઇ, ટેહેલ છે મરમાળીરે;
ગેહેલીઓ ટેહેલીઓ કરીને કહાડયો, કોઇ ઉત્તર નાપે વાળીરે.

## નળનો જવાબ.

સુદેવ ગયો હયશાળા મધ્યે, ટેહેલ નાખી તેણે ઠારરે;
મહિલાનાં કહાવ્યાં વચન સુણીને, બાહુક નીસર્યો બહારરે,

× × +

મારે વચન કહ્યાં તેં બ્રાહ્મણ., નિસર્યો મેહેણાં દેવારે;
વસ્તુને વિપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવારે.
વોહોર્યું તે કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નીવડ્યુંરે;
તત્ત્વ રહિત માટે તજ્યું છે, નથી છૂટી પડ્યુંરે.
તેહ મિત્રને તજીએ જેનું, મળવું મન વિના ઠાલુંરે;
તે સ્ત્રીને પરહરિએ જેનું, પિયુ કરતાં પેટ વહાલુંરે.
વાંક નહિ હોયે વોહોરતીઆનો, રહ્યો હોશે નિજ ધર્મેરે:
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મેરે;

સુદેવે બાહુક સંબંધી બીજી બાતમી મેળવી પણ બાહુક એ નળ રાજા છે. એમ તે માની શકયો નહિ અને નિરાશ થઇ પાછો વળ્યો. દમયંતીને બધી હકીકત કહી અને બાહુકને ત્યાં લાવવા યુક્તિ રચી. દમયંતી ફરીથી સ્વયંવર કરવાની છે. એવી મતલબની કંકોતરી ઋતુપર્ણને સુદેવ મારફત મોકલી અને સ્વયંવર જે દિવસે ભરવાનો જણાવ્યો હતો તેને આગલે દિવસજ તે ઋતુપર્ણને મળે તેવી ગોઠવણ કરી. ઋતુપર્ણ સ્વયંવરમાં જવા તૈયાર થયો. બાહુક અશ્વવિદ્યા જાણતો હતો તેથી તેને સારથી તરીકે લીધો.

## ઋતુપર્ણનું વિદર્ભ જવું.

ઋતુપર્ણ આનંદ પામ્યો, મોકલ્યો સેવક;
લાવ તેડી બાહુકીઆને, જે જાણે ગયાની તક.
શ્વાસ ભરાયો દાસ આવ્યો, અશ્વપાલકની પાસ:
ઉઠો ભાઇ ભૂપ તેડે છે, ગ્રહો પરોણો રાસ.
બાહુક ચાલ્યો ચાબક ઝાલ્યો, મુખે તે બડબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો.
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણુ;
ઋતુપર્ણ બોલ્યો માન દઇ, આવો દુઃખ ફેડણુ.
ત્રણે દિવસ કારજ પડયું છે, રાખો અમારી લાજ:
તમો પરણાવો વૈદભીને, વિદ્રભા જાવું આજ.
સમુદ્ર સેવ્યો રત્ન આપે, મેં સેવ્યા એમ જાણી;
આજ વિદર્ભા લેઇ જાઓ, ગ્રહું દમયંતીનો પાણી.
બાહુક વળતો બોલીઓ, ફૂલાવીને નાસા;
આ ભિએ પરણશે દમયંતીને, અરે પાપણી આશા.
હંસ કન્યા કેમ કરે, વાયસસું સંકેત;
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાવું ફજેત.
છછોરા ન થઇએ રાયજી, પરપત્નીસું તલખાં;
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવાં વલખાં.
પુણ્યશ્લોકની પ્રેમદાને, ભીમક રાજકુમારી;
તમો વિષયીને લજ્જા શાની, થાય ફજેતી મારી.
રાય કહે હયપતિ, મારી વની હયને હાંકો;
મારે તો સર્વસ્વ ગયુંરે, તમો જેવારે ના કોહો.
બાહુક વળતો બોલીઓ, જયાં હોય સ્વયંવર;
અંતર નહીં સેવક સ્વામીમાં, આપણુ બન્યો વર.

હાસ્ય કરીને કહે રાય, વર તમો પરથમ;
ભાગ્ય ભડશે કન્યા જડશે, ત્યાં જઇએ જયમ ત્યમ.

દુબળા ઘોડા ચાર જોડયા, રથ કર્યો સાવધાન;
શીઘ્રે ત્યાં શણગાર સમજવા, સાંચર્યો રાજાન.

રાણી કહે ઋતુપર્ણને, પરહરી હુંપર પ્રેમ:
ક્ષત્રી થઇને કરો ઘઘરણું, નવ હોયે અંત ક્ષેમ.

પતિએ તજી તે અણછતી, કાંઇ એક ગોરી ગૂન્ત;
બાહુક વડે પરણવી રાય, થવું ઉજળું દૂધ.

સૂરજ વંશતણી એ શોભા, તમથી ઝાંખી હોય;
રીસ ચઢી ઋતુપર્ણને પછી ધણીઆણીને ધોય.

અમો ભ્રમર કોઠી કુસુમ સેવું, તું શું ચલાવીશ ચાલ;
વીજળી સરખી લાવું વૈદરભી, કરું સોકયનું સાલ.

એમ કહી સભામાં આવ્યો, દુંદભી રહ્યાં છે ગાજી.
રીસ કરી કહ્યું બાહુકને કાં, જોડયા દુર્બળ વાજી.

કરણ લૂલા ને ચરણ રાંટા, બગાઇ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યા ત્વચા ગાઢી, ભયાનક હણહણે.

ચારે નોહે ચાલવાના, આગળ નીચા પાછળ ઉંચા;
ખુંધા ને ખોડે ભર્યા, બે કરડકણા બે બૂચા.

ઋતુપર્ણ જોઇ શીશ ધુણાવીને, બોલ્યો વળતી ખીજી;
એ જોડી શું કરપ લાવ્યા, જોડ ઘણી છે. બીજી.

પવન વેગે પાણી પંથા, શત જોજન હીંડે ઠેઠ;
એવા ઘોડા મૂકીને કાં, જોડાયા દૈવની વેઠ.

બાહુક કહે શી ચેષ્ટા માંડી, શું ઓળખો અશ્વની જાત.
જો પુષ્ટ હયને જોડશો તો, હું ન આવું સાથ.

એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચઢી બેઠો ભૂપાળ;
રાસ પરોણો પછાડીઓ, બાહુકને ચઢ્યો કાળ.

આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહિ માં મુચ;
તું આગળથી રથે કેમ બેઠયો, હુંપેં તું શું ઉંચ.

ઋતુપર્ણ હેઠો ઉતર્યો, વિધ વિધ વિનય કરતો;
જાય રાય પાસે બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો.

પ્રણિપ્રત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
ઉપકારી જન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો.

બાહુક કહે યદ્યપિ રાસ ઝાલું, બેસીએ બંન્યો જોડે;
તુંને હરખ પરણ્યા તણો ત્યમ, હુંએ ભર્યો છૌં કોડે.

સામ સામા ચક્ર ધરીને, બંને સાથે ચઢ્યા.
એડી દીધી બાહુકે ત્યારે, અશ્વ ઢળીને પડ્યા.

મુગટ ખસી ગયો રાયજીનો, માન શુકન હુઆ;
બાહુકે અશ્વ ઉઠાડિયા, હાંકે ને કહે ધણીમુઆ.

અંન એવા અશ્વ નિર્બળ, ખાંચે બીજી ખીજી;
રાય કહે લોક સાંભળે, એ વિના ગાળ દ્યો બીજી.

સુદેવ તાણી બેસાડી, રાય કહાડે છે ડોળા;
શેરીએ શેરીએ જાન જોવા, ઉભાં લોકનાં ટોળાં.

દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ જોગ સારથીને જોડો;
વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો બન્યો વરઘોડો.

હાંકે ને હીંડે પાછા પાછા, ઝુંસરી કહાડી નાખે;
તાણી દોડે ઘરભણી, ઉભા રહે વણુ રાખે,

પૃષ્ટ ઉપર પડે પરાણા, કરડતા પાછા ફરે;
પોહોળે પગે રહે ઉભા, વારે વારે મળમૂત્ર કરે.

રાય કહે હો હયપતિ નથી, વાત એકો સરવી;
બાહુક કહે ચિંતા ઘણી છે, મારે દમયંતી વરવી.

ઘણે દોહેલે ગામ મૂક્યું, રાયે નિસાસા મૂક્યા;
પુણ્યશ્લોકે હેઠા ઉતરી, કાન અશ્વના ફૂંક્યા.

અશ્વમંત્ર ભણ્યો ભુપતિએ, ઇંદ્રનું ધર્યું ધ્યાન;
અશ્વ ચારે ઉત્પન્યા, ઉચ્ચૈઃશ્રવા સમાન.

અવનિએ અડકે નહીં, રથ અંતરિક્ષ જાય.
દોટ મૂકી બેઠો બાહુક, રખે પડતા રાય.

માંહોમાંહે વળગીને બેઠા, ભૂપને બ્રાહ્મણ;
રાય વિમાસે વરે કન્યા, વરુઆમાં વશીકર્ણ.

ગણિત શાસ્ત્રને હું જાણું છઉં; કહો તો દેખાડું કરી:
એક બેહેડાનું વૃક્ષ આવ્યું, બાહુક પડયો ઉતરી.

રાય પ્રત્યે કહેરે બાહુક, ગર્વ વચન શાં આવડાં;
આ બેહેડાંની જમણી ડાળે, કેટલાં છે પાંદડાં.

રાયે વિચારીને કહ્યું, સહસ્ત્ર ત્રણ ને શત ત્રણ;
બાહુકે જઇ વૃક્ષ છેદી, ડાળ પાડી ધરણ.

ગણી જોયાં બાહુકે, ઉતર્યા તંતોતંત;
ઉત્કૃષ્ટ વિદ્યા દેખીને, હરખ્યું નળનું ચંત.

ફરી આવ્યો રથ પાસે, કહ્યું રાય તમો ધન્ય;
ભૂપ કહે જો મન મળે તો, વિદ્યા લીજે અન્યોઅન્ય.

માંહો માંહે મંત્ર આપ્યા, મને મન ગવાં મળી;
પરીક્ષા કરવા વિદ્યાની, નળે ડાળ છેદી વળી.

કલપ્યાં તેટલા પત્ર ઉતર્યા, ગણિત સંખ્યા મળી;
બીજી વિદ્યાને પ્રતાપે, દેહમાંથી નીસર્યો કળી.

સ્વયંવર તો હતો નહિ. જુદી જુદી રીતે બાહુકની દમયંતીએ પરીક્ષા કરી અને તેને ખાત્રી થઇ કે તે નળ જ છે. બન્ને એકબીજાને મળ્યાં અને મનના સંદેહ દૂર થયા. નળરાજાએ પાછું પોતાનું ખરૂં સ્વરુપ ધારણ કર્યું. પુષ્કરે રાજ્ય પાછું સોંપ્યું અને નળ ફરીથી રાજ્ય કરવા લાગ્યો.

## નળનું ધર્મરાજ્ય.

---

નળના રાજયમાં બંધન નામે, એક પુસ્તકને બધનજી;
દંડ એક શ્રીમાનને હાથે, ધન્ય વીરસેન નંદનજી.

કંપારવ ધજાને વરતે, પવન રહે આકાશજી;
કુળ કર્મ પારધિએ મુક્યાં, જીવનો ન કરે નાશજી.

ભય એક તસ્કરને વરતે, કમાડને વિજોગજી;
હરખ શોક સમતોલ લેખવે, ત્યાજ વિષયના ભોગજી.

* * * *

એવું રાજ નળ નાથે કીધું, પુણ્ય શ્લોક ધરાવ્યું નામજી;
પછે પુત્રને રાજ આપી ગયા, તપ કરવા ગુણ ગ્રામજી.

## ઉપસંહાર

---

કરકોટક ને નળ દમયંતી, સુદેવ ઋતુપર્ણ રાયજી;
એ પાંચેનાં નામ લેતાં, કળજુગ ત્યાંથી જાયજી.

પુત્ર પૌત્ર ધન ધાન્ય સમૃદ્ધિ, પામે વળી નરનારજી;
બ્રહ્મહત્યાદિક પાપ ટળે ને, ઉતરે ભવ જાય પારજી.

વીરક્ષેત્ર વડોદરા કહાવે, ગરવો દેશ ગુજરાતજી,
કૃષ્ણ સુત કવિ ભટ પ્રેમાનંદ; વાડવ ચોવીસા ન્યાતજી.

ગુરૂ પ્રતાપે પદ બંધ કીધો, કાલાવાલા ભાખીજી;
આરણ્યક પર્વની મૂળ કથામાં, નૈષધ લીલા દાખીજી.

મુહૂર્ત કીધું સુરત માંહે, થયું પૂર્ણ નંદઆરજી;
કથા એ નળ દમયંતી કેરી, સાર માંહે સારજી.

સંવત સત્તર બેતાળો વર્ષે, પોષ સુદિ ગુરૂવારજી;
દ્વિતિયા ચંદ્ર દર્શનની વેળા, થઇ કથા પૂર્ણ વિસ્તારજી.

તે દિવસે પરિપૂર્ણ કીધો, ગ્રંથ પુનિત પદ બંધનજી;
શ્રોતા વક્તા સહુને થાશે, શ્રીહરિ કેરો સંબંધજી.

પ્રેમાનંદ.

## ઉત્તરા અને અભિમન્યુ.

( આધુનિક કાળનાં કાવ્યો લખવાની શરૂઆત કરનાર સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆએ આ કાવ્ય લખ્યું છે. ભાવ પ્રમાણે છંદ બદલવાની પદ્ધતિ આધુનિક કાવ્યોમાં જ માલમ પડે છે. આ કાવ્યનું મૂળ મહાભારતમાંથી લેવામાં આવ્યું છે પણ તેમાં કેટલાક ફેરફાર કવિએ કર્યા છે. અભિમન્યુ સ્હવારમાં રણમાં ચઢવાનો છે. તેની પત્ની ઉત્તરા ઉંઘમાંથી ઝબકીને જાગી ઉઠે છે ત્યાંથી કાવ્ય શરૂ થાય છે. )

### ઉત્તરા અને અભિમન્યુ.

અનુષ્ટુપ.

" ધાઓ, ધાઓ, અરે નાથ ? ઉગારો અગ્નિ ઝાળથી. "
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

વસંતતિલકા

" મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નીંદર માંહી ડારી ?

સુતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભુલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ ? " ૨

એવું વદી જ રણધીર નવિન નાથ
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબ કળી ઝાકળ બિન્દુ ધારે,
એવા કપોલ પર આંસુ ધીરે સમારે; ૩

ને સ્પર્શી ત્યાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયા વદને નિહાળી;-
" શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી ? "
મુગ્ધા ફરી હૃદય સાથ ધીરેથી ચાંપી. ૪

### અનુષ્ટુપ.

ઉખેડી ભૂમિથી નેનો રોપીઆં પતિ નેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગુંથીને નવાં. ૫

કરી કંઠ ઉંચો કાંઇ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્નાં તણી વાર્તા બધી કહે. ૬

### ઉધોર

" આજે નાથ ! બન્યું વિપરીત,
તમને તે કહું શી રીત ?
જાણે પુરુષ વેશ જ ધારી
મ્હેં અશ્વે કરી છ સવારી; ૭

ધારી ધનુષ બાણ હું ચાલી
મૃગયા કાજ વન પંથ ઝાલી;
સુંદર એક ત્યાં સહકાર,
તે પર બેઠું છે સુકુમાર. ૮

જુગલ કપોત કેરૂં મીઠું,
કરતું પ્રેમ કેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બની કાંઇ,
બીજું કાંઇ સૂઝયું નહિ. ૯

ને શર ફેંકી નર તરુ ડાળ–
પરથી પાડીઓ તત્કાળ;
સહસા ત્યાંહિં અગ્નિ જ્વાળ
ઉપની કપોતી કેરે ભાલ; ૧૦

કુદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજ કને ભરી ફાળ;
જિવ્હા તીવ્ર નચવી અનેક
મુજને વીંટી વળીઓ છેક. ૧૧

છોડી સર્વ બીજાં અંગ
અંબોડો ધર્યો નિઃશંક;
છળીને એકદમ પછી જાગી
કરવા રુદન હું તો લાગી.” ૧૨

### સોરઠો.

એમ વદીને નાર સહસા આંસુ રેડતી;–
“સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ ઓ! ૧૩

અભાગણી હું મોઇ! ઉંધી મતિ શાને સૂઝી?
બીજું જડયું નહિ કોઇ? કપોત પ્રેમી શે હણ્યો? ૧૪

### વસંતતિલકા.

શાને મીઠી! તું ગભરાય અરે અતીશે?
આ સ્વપ્ન માંહિ નવ વાસ્તવ કાંઇ દીસે–

જો ! પેલી વાગી રણદુંદુભિ રમ્ય ઘોર ?–
રે ! અશ્વ ! અશ્વ ! સખિ કંઠ હવે તું છોડ" ૧૫

ઉધોર.

"વ્હાલા ! ન્હોય ! દુંદુભિનાદ,
એ તો મેઘ ગાજ્યો આજ;
બંધન કંઠનું કયમ છોડું;
મુજને ભય નથી કંઇ થોડું. ૧૬

પેલી અગ્નિ કેરી ઝાળ
આવે ઓ ! જુઓ, શી કરાળ !"–

શિખરિણી.

"અરે ઘેલી ! એ શું બકતી ?
બધી એ સ્વપ્ન ભ્રમણા– ૧૭

દ્રુતવિલંબિત.

તુરગ જો ! મુજ કાંઇ ખુંખારતો,
'રણ ચડો' કંઇ એમ પ્રુકારતો:
નહિ વિલમ્બ હવે કરવો પ્રિયે !
કદિ જ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે." ૧૮

ઉધોર.

"ક્ષત્રિય ધર્મ જો પ્રિય થાય
તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત; ૧૯

પેલી તીવ્ર અગ્નિ જ્વાળ
મુજ પૂઠળ ભમે ચિરકાળ,
ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ." ૨૦

વસંતતિલકા.

"છે એક જો ! સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી ! હવે સ્થીર થઇ ધર ચિત્ત શાતા.
જો ! દેખું આ અસિ પ્હણે ચમકે અનંત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત." ૨૧

દ્રુતવિલંબિત.

અધર વેગ થકી અધરે અડી,
નૃપ કુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે;
તુરગનાં પગલાં યુવતી ગુણે. ૨૨

અનુષ્ટુપ.

દષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઉભી. ૨૩

નરસિંહરાવ.

૧ નવોઢા—નવી પરણેલ યુવતી. લગ્ન પછી ઉત્તરા આ વખત પહેલી વારજ સાસરે આવી હતી.

૪ મુગ્ધા—જેને તરતની જુવાની ફુટતી હોય તેવી સ્ત્રી.

૫ આંસુડાં ગુંથીને નવાં—ઉત્તરા પહેલીવારજ સાસરે આવેલી અને પહેલીજવાર આંસું પડેલાં માટે નવાં આંસું.

૧૧ જિવ્હા—જીભ. આ સ્થળે જ્વાળા.

૧૨ અંબોડો, જો સ્વપ્નામાં સૌભાગ્યવતી સ્ત્રીનો ચોટલો જાય તો તે રાંડે એવી માન્યતા છે.

## ગ્રામ્ય માતા.

( આ કાવ્યના લેખક લાઠીના ઠાકોર સુરસિંહજી છે તે " કલાપી " એ નામથી લખતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૪ માં થયો હતો અને ફક્ત છવીસ વર્ષની ટુંક જીંદગી ભોગવી તે ઈ. સ. ૧૯૦૦ માં સ્વર્ગવાસી થયા. એટલા ટુંક જીવનમાં તેમને ઘણાં સારાં કાવ્યો લખ્યાં છે અને તે કાવ્યો " કલાપીના કેકારવ " તરીકે તેમના મરણ પછી તેમના મિત્ર સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટે ( કાન્ત ) પ્રસિદ્ધ કર્યાં છે. કલાપીનાં કાવ્યોમાં જીંદગીમાં જુદે જુદે પ્રસંગે અનુભવાતી લાગણીઓના ઉદ્‌ગાર માલમ પડે છે. આ ઉદ્‌ગારના વર્ણનમાં લાગતું ખરાપણું લોકોનાં હૃદયને અસર કરે છે અને તેથી તેમનાં કાવ્ય ઘણાં લોકપ્રિય થયાં છે. )

ઉગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભુરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ, દિસતી એકે નથી વાદળી;
ઠંડો હિમ ભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઉડી ગાતા મીઠાં ગીતડાં !

મધુર સમય તેવે ખેતરે શેલડીના
રમત કૃષિવલોનાં બાલ ન્હાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નીજ કર તેની ઉપરે ફેરવે છે !

વૃદ્ધ માતા અને તાત તાપેછે સગડી કરી,
અહો ! કેવું સુખી જોડું કર્ત્તાએ નિરમ્યું દીસે !

ત્યાં ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચઢી નર કોઇ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં !

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી
વૃદ્ધ માતા નયન નબળાં ફેરવીને જુવે છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો ચગડી પરનો દેવતા ફેરવે છે.

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં,
કૃષિક એ ઉઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો.
"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે.
"મીઠો છે રસ ભાઇ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઇ ગઈ જ્યાં છે ઉભી શેલડી.

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી,
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.
"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની
એકે બિન્દુ પણ રસ તણું કેમ હાવાં પડે ના?
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોકતી શેલડીમાં.
"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
નહિ તો ના બને આવું" બોલી માતા ફરી રડી.

એવું યુવાન સુણતાં ચમકી ગયોને
માતા તણે પગ પડી ઉઠીને કહે છે
"એ હુંજ છું નૃપ, મને કર માફ બાઇ!
એ હુંજ છું નૃપ, મને કર માફ ઇશ!

પીતો’તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારેજ ધાર્યું હતું,
આ લોકો સહુ દ્રવ્યવાન નક્કી છે એવી ધરા છે અહિં;
છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ ?

રસે હવે દે ભરી પાત્ર બાઇ,
પ્રભુ કૃપાએ નક્કી એ ભરાશે;
સુખી રહે બાઇ ! સુખી રહો સૌ !
ત્હમારી તો આશિષ માત્ર માગું !”

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીજ કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ન્હોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું !

કલાપી.



## જંગલ વસાવ્યું રે જોગીએ.

જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી: જંગલ. ૧

રોજ પલંગે રે પોઢતા, મંદિર ઝરૂખામાંયજી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી; જંગલ. ૨

શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શીર શીત ઘામજી; જંગલ. ૩

ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તે રે માગણ લાગ્યા ટૂકડા, ભિક્ષા ભવન ભવનજી; જંગલ ૪

હાંજી કહેતાં હજારો ઉઠતા, ચાલતાં લશકર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહિં પેજાર પાવજી; જંગલ. ૫

રહો તો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નિપાવું ક્ષણ એકમાં, તે તો ભિક્ષાને કાજજી; જંગલ. ૬

અહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહિં ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી: જંગલ. ૭

રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહિ ધસે, રોગ સમ જાણે ભોગજી; જંગલ. ૮

ધન્ય તે ત્યાગ વૈરાગ્યને, તજી તનડાની આશજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ. ૯

નિષ્કુલાનંદ.

## —:ભરત:—

ભરત ઉંમરે પ્હોંચી, છોડી વૈભવ રાજ્યને,
વનમાં ગંડકીતીરે આશ્રમ બાંધીને રહ્યા,
ઓંકારના રટનમાં દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી, ભજે પરિગ્રહ રાજા;
આહાર કન્દફલનો કરતો સદાએ,
એકાન્ત શાન્ત સ્થલમાં સુખથી વસે છે.
હૈયું સહુ સદા પરે સમતા ધરે છે,
જેના પ્રભાવથી વને ખીલતું રહે છે;
એ યોગ તેજ તરૂમાં ચળકી રહ્યું છે,
તિર્યક ત્યાં અધિક હર્ષ મહીં ફરે છે.
જટા પીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી,
દિસે છે મ્હોટી મધુર ફુલના પુંજ સરખી;
સમાધિવેલાએ જલશિકરથી સિક્ત બનતી,
અને એ મોતીડાં વિખરી ખરતાં કેશ પરથી,
વિભુતિના સ્પર્શે સુરખ દિસતાં આર્દ્રવિપુલ
રહે ઘેરાયેલાં પ્રણુવપ્રણયી દિવ્ય નયનો;
મટી તેના તેજે કુદરત તણી સૌ વિષમતા,
સુખે નેત્રો જોતાં સતત ગતિની બ્રહ્મ રચના.
રે સંસારી ! નિમિષભર તું ફેંકજે દૃષ્ટિ અહીં,
આ દૃષ્ટિનું અનુકરણ કૈં રાખ સંસાર માંહીં;
ભોળા ! ત્હારી ધડમથલમાં શાન્ત થા શાન્ત થા કૈં,
સ્થિતિની તું ઉપર ચઢી જો ત્યાગની દૃષ્ટિ આહીં.
આ ત્યાગીના નયન ફરીથી જોઇલે એકવાર,
શું તેમાં ના સતત વહતી પ્રેમની એક ધાર ?

હા ! તૈયારી સહુ અરપવા ત્યાગમાં એ નથી શું ?
બીજાંનાં કે દુઃખથી ગળી એ નેત્ર જાશે નહિ શું ?

તપસ્વીના આ તપમાં રહી છે,
મહા દયાની અતિ તીવ્ર રેખા;
ફુલો લતા ને તરૂ, મેઘ માંહી;
આનંદ પીતાં નયનો સદા છે.
પ્રભાત કાલે નભની સુનેરી,
સન્ધ્યા સમેની સરની લહેરી,
વાયુ તણા શીતલ ગન્ધથી, એ
આભાર હૈયું રૂષિનું દ્રવેછે

સંન્ધ્યાકાલે પ્રભાતે એ તપસ્વી નદીએ જતો,
સ્નાનાદિ ત્યાં કરી નિત્યે ટેલતો વનમાં હતો

નદી વહે છે ગિરિથી રમન્તી,
ફુલો તણાં ગીત હજાર ગાતી;
ગાયત્રીનો મંત્ર જપે નદીમાં
ઉભો રહીને ઋષિ એક દી ત્યાં.

ત્યાં ધુધુધુ ગિરિ નભ મહીં ગાજતો નાદ આવે,
મોજાં તેના પ્રતિધ્વનિ તણાં ભેખડે આથડે છે;
વારિ કંપ્યું, ડગમગી ગયાં શૃંગ અદ્રિ તણાં, ને
ત્રાસે ન્હાસે વનચર બધાં કોઇ ધ્રુજી પડે છે.

સિંહ ધ્વનિથી જય ગર્જનાથી
ડરી મૃગો કૈં ઋષિ પાસ આવે;
ફલંગ મારી ઝરણું કુદે છે,
તપસ્વી તે ચિત્ર ઉભો જુવે છે.

ત્યાં એક બાલ મૃગ કો હજુ જે અશક્ત
કૂદી જતાં ઝરણુ તે જલમાં પડયું ને

એ પૂરમાં તડફડી ઘસડાતું જોઇ
લાગ્યું ઋષિહૃદય એ અનુકમ્પવાને.
ઉપયોગી થવા પ્રેરે તપસ્વી દિલને દયા,
પડે છે વારિમાં તેથી યોગી તે મૃગ ઝીલવા.
બલ કર મહીં આવ્યું પૂરને વીંઝવાને,
ગરીબ મૃગ બચાવા કાંઇ ચિન્તા દિલે છે
ઋષિ પદ ગ્રહી તેનો ખેંચીને બ્હાર લાવ્યો,
હરિણુ ઉગરવાથી કાંઇ આરામ આવ્યો.
જરા મીંચાયેલા નયન મૃગનાં સુન્દર દિસે,
અને તેના ભાવો ઋષિ તરફ કેવા મૃદુ દિસે,
ઋષિનું હૈયુ આ નિરખી શકતું ' તુ રસિકતા,
થતું જોઇ ઘેલું કુદરત તણી આ મધુરતા.
પંપાળ્યું પાણી પાયું, ને આશ્રમે ઉચકી ગયો;
તૃણાદિ ત્યાં દઇ તેને રૂડતું ઋષિએ કર્યું.
રમે છે, કુદે છે, ઋષિચરણુ ચાટે જીભ વડે,
અને તે યોગીની મૃગપર અમીની નજર છે;
ઉગી તેને શિરે ચળકતી રૂપાળી શીંગડીઓ,
ઋષિની પીઠે એ કરતી ચળ ન્હાની કુમળીઓ.
ઋષિની છાયા શું ફરતું દિન રાત્રિ ઋષિ કને,
પિતા માતા બન્ધુ સહુ મૃગ ઋષિને સમજતું;
ઋષિ તેને દેતો કુમળું તૃણુ ને પર્ણ કુમળાં,
અને બાંધે માલા કુસુમકલીની ડોક ઉપરે.

સ્નાનાદિ ક્રિયા કરીને ઋષિ એ
આશિષ દેતો મૃગબાલને, તે
" તું જીવતું રહે, " વદતો દયાળુ
ચુમ્બી લઇને હસતો દયાળુ

આભાર ભૂલી મૃગના ગયું' તું,
જોતાં ઋષિને દિલ રીઝતું' તું;
કે' ગેલથી તે ઋષિને હસાવે,
ને એ મહાત્મા દિલને હસાવે.

દૂરે જાતાં મૃગ વનમહીં યોગી બેચેન થાતો,
ખોવાતું તો શ્રમ લઇ વને શોધવા દૂર જાતો;
પીઠે તેને ઉચકી વળતો આશ્રમે હર્ષ ભેર,
સુખી તેને નિરખી વહંતા નેત્ર આનંદ રેલ.
અહોહો! અલ્પ જીવોના પ્રેમમાં બલ છે બહુ!
ખેંચાતાં પ્રેમથી તે સૌ ખેંચી પ્રેમવતી શકે.
યોગી ચાલ્યો જપ તપ ભૂલી પ્રેમ ખેંચાણુ માંહીં,
ચાલ્યો ને તે અટકી, ન શકે આટલે દૂર આવી.
ધક્કો દેતાં હૃદય પિગળે આર્દ્રતાને અરે રે!
ખેંચે તેને હૃદય કુમળું કોણુ ઠેલી શકે છે?
ભીનાં નેત્રે ઋષિ ધીમે ક્યારે ક્યારે કહી જતો,
" દૂર થા! દૂર થા! રે વ્હાલા મૃગ બાલ તું "
ખેંચે છે તે પ્રણુયી દિલને ઠેલવું, હાય! શાને?
ધક્કો દેવા મૃદુ હૃદયને, યોગી! તું કેમ ઇચ્છે!
તારા આવા નિયમ સઘળા શુષ્ક લાગે મને તો,
મીઠી વૃત્તિ કુદરતી અરે! બાળવા ઇચ્છતો કાં?
વ્હાલું છે તો ક્યમ દૂર કરે? નેત્રમાં કેમ અશ્રુ?
ધક્કો દેતાં પ્રણુયી દિલને શ્રેય હું તો ન માનું;
આવાને શું તુજ હૃદયને ચાહતાં પાપ થાય?
સ્વાર્થી તું છે પણુ પ્રણુયથી કાંઇ ત્હારૂં ન જાય.
સાક્ષી પુરે તુજ જિગર જે આંસુથી વાતને આ,
તેની સામે કઠિન બનીને થાય છે આગ્રહી કાં?

પીવા તેને હૃદય ઝરણું ટેવ છે તેંજ પાડી,
બીજે ક્યાં જઇ હૃદયની પામશે લ્હાણુ આવી ?
એતો ત્હારાં સમિધ ફુલને સ્પર્શતાં એ ડરે છે,
તું ખીજે તો મૃદુ મૃદુ થઇ ગેલ કેવાં કરે છે,
તું રીઝે તો તુજ તરફ એ હોંશથી દોડી આવે,
એ નેત્રો શાં તુજ જિગરથી વાત છાની કરે છે.
કિન્તુ યોગી! તુજ ફરજ તું કાંઇ જુદીજ માને.
આ પ્રીતિ કે તુજ હૃદયને માર્ગ જુદોજ બતાવે.
હું સંસારી નવ કહી શકું યોગ્ય આવા નહિ આ,
ત્હોયે આવી તુજ મગજની શુષ્ક રીતિ રૂચે ના.
રાગ ને ત્યાગની વચ્ચે હૈયુ એ ઝુલતું હતું,
એક દી યોગી ઉરે આ ઉદ્‌ગારો નિકળે કંઇ:—

" કંઇ દુઃખે છે! દુઃખતો જણાય છે!
" કહીં દુઃખે શું ? પણ ના કળાય તે.
" મને રૂચે આ મૃગ છોડવું નહિ,
" કહીંય આસક્ત થવું રૂચે નહિ,
" બ્રહ્માંડ આખું નિજ માનનાર જે
" બને ન વ્યક્તિ કદિ પાળનાર તે;
" ન ન્યૂન હોઇ નવ કો વિશેષ વા,
", ન દ્રષ્ટિએ ઉર્મિ ચડે પડે ન વા.
" ન ઓટ તેને ભરતી નહિ હશે,
" તળાવ જેવો ઉદધિ રહે ભલે;
" દયા ભલે કૈં ઉપયોગની થતી;
" દયાથી આસક્ત થવું ઘટે નહિ,

" બચાવ્યું મેં ભલે તેને, હવે છો કુદતું ફરે,
" પડે જો સિંહપંજે તો નિર્માયું તે ભલે બને.

"ચાલે સૌ પર જેમ ચક્ર ફરતું નિર્માણનું સૃષ્ટિએ,
"તેવું તો મૃગ ઉપરે સુખથી છો એ ચક્ર ચાલે હવે;
"રોકાશે મુજથી નહિ, ક્યમ પછી ચિન્તા નકામી ધરૂં ?
"જે મ્હારૂં, જગનું અને સહુ તણું તે છો બને તે તણું.
"ફર સુખથી હવે તું શોધીને કોઇ ટોળું,
ફરી કદિ પણ મ્હારા આશ્રમે આવવું ના;
"જપતપ કરનારો પાળશે આ તને ના.
"અરર! પણ સુખે તું છોડશે કેમ સ્નેહ ?"
ઋષિ! ત્હારી સ્થિતિ જોઇ આવે છે મુજને દયા;
આવશે વ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?

નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઇ માછલીની;
સન્ધ્યા સમે કે વધુ હર્ષ આવે,
તો કેમ ત્હારૂં મૃગલું ત્યજે છે ?
રમાડ તેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ! ન એ શું તુજથી બની શકે ?
દયા ભલે છો ઉપયોગની થતી,
દયા બતાવે હજુ ઉચ્ચ માર્ગ કે.

પડે જો સિંહ પંજે તો નિર્માયું તે ભલે બને;
રડજે તું નહિ ત્યારે, કિન્તુ હાસ્ય રમાડજે.
છોડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે તને જો,
તો ના શાની પ્રણયી બનતાં સાચવે ત્યાગ ત્હારો ?
હું સંસારી મુજ હૃદય આ ખીલતાં હર્ષ પામું;
તું યોગીને તુજ હૃદયને બાળવું યોગ્ય લાગ્યું !
સુખ અનુભવનારો કિન્તુ આંસુય પાડે,
જરૂર સ્થિર નહિ તે કમ્પતો તાર ચાલે,

રૂદન સ્થિર નહિ ત્યજાતું હાસ્યના ત્યાગ પહેલાં,
કટુ નકી કટુ લાગે સ્વાદનું ભાન થાતાં.
બને તે કેમ કોઇથી ચાહવું ને ન ચાહવું ?
બને તો તું ભલે તેને છોડી દેજે રમાડવું.
વહ્યા કે દહાડા ને મૃગ પ્રિય હજુ છે ઋષિ દિલે,
વહેશે કે દહાડા, મૃગ પ્રિય રહેશે ઋષિ દિલે;
અહાહા ! બન્ધાયો જગત ત્યજનારો મૃગ મહીં.
અરે ! છૂટયો શ્વાંસો સમજાયું છતાં એ કહિ નહિ !
ધીમે ધીમે શરીરપર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિન્તુ ઓછી નવ થઇ અરે ! બન્ધની કાંઇ પીડા;
પમ્પાળે છે શિથિલ કરથી યોગી તેનું કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજુ યોગમાં થાય ભંગ.
જટાથી ટેકવી માથું સૂતો છે ઋષિ એકદી,
મૃત્યુથી તૂટતી નાડી જોરથી ઝબકી રહી,

પાસે ઉભું છે દુખીઉં કુરંગ,
શું થાય છે તે સમજ્યું હતું તે:
ચાટી ઋષિના કરને કપાલ,
ને નેત્ર નેત્રે મળી દર્દ રોતાં.

ભીના હતા ગાલ ઋષિ તણા એ,
અશ્રુ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ, " રે ! મુજ બાલ બાપુ !
" આ આશ્રમે હા કયમ જીવશે તું ?
" તું એકલાની સ્થિતિ શું ? અરે રે !
" ટોળું હવે શોધીશ ક્યાં નવું તું ?
" રે ! શું થશે મૃત્યુ અકાલ ત્હારૂં ?"
પંચત્વ પામ્યો વદી આમ યોગી.

કથા એવું કહે છે કે જન્મશે મૃગ એ ઋષિ !
વાંછના જે રહી તે તે પુરી સૌ કરવી પડે.

કલાપી.

---

## સાહસ.

[ આ કાવ્ય કવિ નર્મદાશંકરે લખ્યું છે અને તે ટુંકમાં એમના જીવન પર્યંતની કાર્ય પદ્ધતિનો ખ્યાલ આપે છે. સ્વદેશનો સુધારો કરવા તે "યાહોમ કરીને ઝુકી પડતા."

[ લાવણી ]

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક.
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવીઓ, કહી દીન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે
ઝંપલાવવાથી સિદ્ધિ જોઇ બળ લાગે,
યાહોમ. સહુ ચ. યાહોમ. ૧.

સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ રહ્યો નિજ વચને
સાહસે ઈંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઇ ગઈ જંગમાં મર્દ હક્ક નિજ માંગો,
યાહોમ. સહુચ. યાહોમ૦ ૨.

સાહસે કોલંબસ ગયો નવી દુનીઆમાં,
સાહસે નેપોલિયન ભિડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે સ્કાટે દેવુંરે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે

યાહોમ. સહુચ. યાહોમ૦ ૩.

સાહસે જ્ઞાતિના બંધ, કાપી ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે સહુ લાવો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદા દેશ, દુઃખ સહુ ભાગે.

યાહોમ. સહુચ. યાહોમ૦ ૪

નર્મદાશંકર.

---

## ધીરે ધીરે સુધારાનો સાર.

[ આ કાવ્ય દલપતરામે લખ્યું છે અને તે કવીશ્વર દલપતરામની કાર્ય પદ્ધતિનો ખ્યાલ આપે છે. તેમના સમકાલિન કવિ નર્મદની માફક યાહોમ કરીને ઝુકવાની પદ્ધતિને પસંદ કરતા નહોતા. ]

પદ.

સજ્જન સંભળાવજોરે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.

છોટી અકલવાળા આગળે, મુખે ન વદીએ મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજ્જન. ૧

લાખો કીડીપર લાડવો, આખો મેલીએ તો મરી જાય;
ભૂકો કરી ભભરાવીએ, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન. ૨

માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કુદી પાણીને પૂર. સજ્જન. ૩

જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીયે તેમ;
બે'રો તો સમજે સાનમાં, ત્યારે કરીએ લવારો કેમ. સજ્જન. ૪

બાળક આગળ બોલીએ, ત્યારે બનીએ બાળકરૂપ;
ભૂ બાકુ તાતા ભાખીએ, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન. ૫

પલક ટકે નહિ પેટમા, જો ખાય બિલાડી ખીર;
ખામુખા શીદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર. સજ્જન. ૬

જંગલ કેરાં જાનવરો, આપે પાળવા કરીએ જો આશ;
એવું આદરીએ કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન. ૭

ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અકલ શિખવીએ અનેક;
હળીમળી હેત વધારીએ, પણ છુટા ન પડીએ છેક. સજ્જન. ૮

નિશાળીઆને ગમે નહિં, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાસીને જાય નિશાળીઆ, મળે શિક્ષકને કેવું માન. સજ્જન. ૯

છણુછણુતે તેલ છાંટી, લઇને નિર્મળ ઠંડું જો નીર;
સળગી ઉઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન. ૧૦

સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરૂદ્ધ વિચાર;
બહુ જનમાં નહિ બોલીએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સજ્જન. ૧૧

સંસારિજનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત. સજ્જન. ૧૨

દલપતરામ.

## મ્હોડે બકેથી શું થયું ?

મ્હોડે બકેથી શૂં થયું, બોલ્યું બજાવ્યું તે ખરૂં, ટેક.

ઉપદેશ બીજાને ક્રર્યો, પોતે ન સીધો તે ધર્યો;
કવિ ન્હાનું ને પાછો ફર્યો, મ્હોડે બકેથી શૂં થયું ૧.

ઉસકેરવા સંધે ભમ્યો, ધરણી ઉપર બહુ ધમધમ્યો.;
સુણી શંખ પોતે કમકમ્યો, મ્હોડે બકેથી શૂં થયું. ૨.

ખૂબ મેઘપેરે ગડગડયો, ઉમંગથી ઘોડે ચ્હડયો,
રણ જોઇને લથડી પડયો, મ્હોડે બકેથી શૂં થયું. ૩

મરતાં સુધી ખસવું નથી, પતરાજને કેડે કથી;
થઇ હાર કે ન્હાસે મથી, મ્હોડે બકેથી શૂં થયું. ૪.

ભણી ટેકિ થા તું નર્મદા, અપમાન થાએ નહિં કદા;
જશ લેઇ રેહ સુખી સદા, બોલ્યું બજાવ્યું તે ખરૂં. ૫.

**નર્મદાશંકર.**

## ફૂલ વીણ સખે !

ફુલ વીણ સખે ! ફુલ વીણ સખે !
હજુ તો ફુટતુંજ પ્રભાત સખે !
અધુના કળી જે વીકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે !
સુમહોજવલ આ કિરણો રવિનાં,
પ્રસરે હજુ તો નહિ ઘુમ્મટમાં.
ન વિલમ્બ ઘટે
કંઇ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે;
નમતાં શિર સૌ કુસુમો કરશે,

પછી ગન્ધ પરાગ નહિ મળશે !
ફૂલ વીણુ, સખે ! ફૂલ વીણુ સખે !
હજુ તો ફુટતુંજ પ્રભાત સખે
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
ભર યૌવન આ હજુ રક્ત, સખે !
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ભરતી પછી ઓટજ ત્હોય, સખે !

ફૂલ વીણુ સખે !
તક જાય, સખે !

ઢળતી થઇ તો ઢળતીજ થશે,
રજની મહીં ચન્દ્ર ઉગે ન ઉગે;

હજુ દિવસ છે.
ફૂલડાં લઇ લે.

ફરી લે, રમી લે. હસી લે, તું સખે !

મૃગલાં રમતાં,
તરૂઓ લડતાં,
વિહગો ઉડતાં.

કલીએ કલીએ ભ્રમરો ભમતા;
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કૂદતું.
ઉગતો રવિ જોઇ ન શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે !
ફૂલ વીણુ સખે! ફૂલ વીણુ સખે !
હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે !

કલાપી.

# સોરઠ દેશ.



[ અંગ્રેજ રાજ્યની સ્થાપનાના સમયમાં આવેલા ઘણા ખાનદાન કુટુંબના અને પરોપકારી અંગ્રેજ અમલદારોમાંના સર અલેકઝાન્ડર કિન્લોક ફૉર્બ્સ સાહેબ એક હતા. ગુજરાતી ભાષાના ઉદ્ધાર માટે અને ગુજરાતી ઇતિહાસના સંશોધન માટે પોતાના આત્મભોગથી તેમણે ઘણા સફળ પ્રયત્ન કર્યા હતા. ભાટ ચારણો પાસે હકીકત મેળવી તેને વ્યવસ્થિત કરી '**રાસ માળા**' નામનું પુસ્તક તેમણે અંગ્રેજીમાં રચ્યું છે તેમાંથી આ તેમજ બીજા કેટલાક લેખ લેવામાં આવ્યા છે. આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર સ્વર્ગસ્થ દિ. બા. રણછોડભાઇ ઉદયરામે કર્યું છે. રણછોડભાઇએ ગુજરાતી સાહિત્યની ઠીક સેવા બજાવી છે. 'લલિતા દુઃખદર્શક નાટક' તેમણે લખ્યું હતું અને તે ગુજરાતી ભાષાનું પહેલુંજ નાટક છે. ]

સોરઠ દેશ હિન્દુઓનો મૂળથી માનીતો છે; તે તેમને મન આ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે. તે સ્વચ્છ નદીઓની ભૂમિ છે. ત્યાં ઉત્તમ જાતિના ઘોડા નીપજે છે, અને ત્યાંની સ્ત્રીઓ સુંદર છે. વળી વિશેષમાં તે પવિત્ર ક્ષેત્ર છે. જૈન લોકોના આદિનાથ અરિષ્ટ મુનિનો આશ્રમ તેમાં છે. હિન્દુઓના મહાદેવ અને શ્રીકૃષ્ણનું રહેઠાણ પણ ત્યાં છે. તિર્થંકરને માનનારા જૈન લોકો યાત્રા કરવા સારૂ પોતાનું મન ગિરનાર અને શેત્રુંજયના પવિત્ર પર્વતો ભણી દોડાવે છે; વિષ્ણુનો સેવક ગોપીચંદનુ તીલક કપાળે કરતી વેળાએ નિત્ય સવારમાં સોરઠ વિષેનો વિચાર કરે છે; શિવનો ભક્ત જયવંત શંકરના ગુણનાદ શંખનાદથી કરે છે, તેમજ રજપુત અને ચારણ રાખેંગારના પરાક્રમનાં વખાણ કરે છે, અથવા રાણકદેવીના માઠા ભાગ્યનો શોક કરે છે, અથવા તો સાંજની વેળાએ ગામના એક ઝાડ નીચે બેશીને હુકકો

ગગડાવતાં કોઈ ભટકતો પરદેશી બીજા દેશની વાતો કરે છે ત્યારે તે નીચે લખેલી કવિતા ગાય છેઃ—

श्लोक—सौराष्ट्रे पंचरत्नानी नदी नारी तुरंगमः ।
चतुर्थ सोमनाथश्च पंचमं हरि दर्शनम् ॥

પંચ રત્ન સોરઠ વિષે, અશ્વ, નદી ને નાર
સોમનાથ ચોથા વસે, વળી હરિનો ઠાર.

મુસલમાન પણ સોરઠનાં વખાણ કરવાને થોડા આતુર નથી. મિરાતે સિકંદરીમાં લખે છે, કે "માળવા, ખાનદેશ અને ગુજરાત જે અતિ ફળદ્રુપ છે તેમાં જે જે મુખ્ય વાત નિપજે છે તે સર્વ એકદમ એક ઠેકાણે દ્રષ્ટિએ પડે એવા હેતુથી આ દેશ પસંદ કરવામાં આવ્યો હોય એમ લાગે છે. વળી એ પ્રાંતોની ધરતીમાંથી થતા લાભ એ દેશની ધરતીમાંથી થાય છે એટલુંજ નહિં પણ તે સાથે એ દેશમાં બંદરો છે તેથી ત્યાંના વ્યાપારીઓ દ્રવ્ય મેળવે છે અને માંહેલા પ્રાન્તોમાં મોજશોખને સારૂ વસ્તુઓ પૂરી પાડવામાં આવે છે, એવો લાભ આપવાનું અભિમાન ત્રણે દેશોથી કરી શકાવાનું નથી."

રાસમાળા.

---

# નર્મદાશંકર અને દલપતરામ.



[ નર્મ કવિતાની પ્રસ્તાવના ગુજરાતી સાહિત્યમાં સમર્થ ટીકાકાર તરીકે પ્રખ્યાતિ પામેલા સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામે લખી છે તેમાંથી આ ભાગ લીધો છે. વિવેચક તરીકેની તેમની શક્તિનો ખ્યાલ કરવા માટે તથા વિવેચન કેવી રીતે કરાય તે શીખવા માટે અભ્યાસીઓએ "નવલ ગ્રંથાવલિ" ભાગ ૨ જોવાની જરૂર છે. ]

એ તો કયારનું સર્વાનુમતે સિદ્ધ થઇ ચૂક્યું છે કે, આ જમાનાના કવિ તો બે જ—નર્મદાશંકર ને દલપતરામ—આ સમે કવિતા કરનારા તો જોઇએ તેટલા છે, અને તેમાં થોડાક સારા કવિ પણ છે. પરંતુ જયાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતીતિ સર્વ ગુજરાતીના મનમાં આ એમાંના જ કોઇ એકની થાય છે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એજ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમાં ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં મતભેદ છે અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષ પાત્ર જ ઠેરવવા મથતા હશે, તો પણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્ય મુર્તિના પ્રતિબિંબ રૂપે સમાન જ પ્રકાશતા માલમ પડે છે. દેશ કાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના, તે તો એ બંનેની હવે પછીના જમાનામાં યથાર્થપણે થાય; પરંતુ જો એ બંનેની શૈલીનું કાંઇ પૃથકપણે સ્વરૂપ જાણ્યું હોય, તો મિથ્યા ખેંચા ખેંચ કોઇને રહે નહિ.

દલપતરામની કવિતા શાંત બુદ્ધિની વ્યવહારમાં કુશળ, ચતુરાઇની ભરી અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત વિચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે, વ્યવહારની મર્યાદા એજ આ

કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઇ પણ રસની મસ્તી, એ આ કવિને મન ગાંડાઇ છે, સંસારનું શાંતબુદ્ધિથી અવલોકન કરવું અને વ્યવહારપયોગી બોધ લેવો, એ દલપત શૈલીને સૌથી વધારે રુચિકર છે. એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો, એમાંજ મોટું સુખ માણે છે. ઠાવકું હાસ્ય ( Humour ) મર્માળાં કટાક્ષ ( Wit ), વાણીની મીઠાશ રચનામાં વિવિધ પ્રકારનું ચાતુર્ય, એ વડે દલપત શૈલીનાં શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની સદા ચોટ સભાનાં મનરંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમાં તે બરાબર ફત્તેહ પામે છે. કેમકે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે, તે જોવાની શક્તિ આ કવિતામાં છે.

નર્મદ શૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઉલટાં જ છે. એ સભાને રંજન કરવા નહિ; પણ પોતાના અંતરનો ઉભરો બહાર કાઢવા જ કવિતા કરે છે. કવન વેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મુર્તિ આવીને ઉભી રહે છે અને તે તરફ જોઈ જોઇને જ એ પોતાની શૈલીનો ઘાટ ઘડે છે; તેમ અહિંયા કવિતા કરવાને સમે અમુક લાગણી કવિની રગેરગમાં વ્યાપી રહે છે, અને તે જેમ પ્રેરે છે, તેમ જ એ ઉદ્‌ગાર કરે છે. નર્મદની લાગણી ક્વચિત જ વિનોદી, પણ બહુધા તો ગંભીર અને આતુર એટલે દર્દથી ઉછળતી હોય છે. એ કારણથી નર્મદ શૈલી હંમેશા પોતાના જ તાનમાં મસ્ત રહે છે. વખતે મદોન્મત્ત થઇ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ એ તોડી નાંખે છે. શાંતવૃત્તિમાં પણ નર્મદની કાવ્ય દેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રિય કે કાલ્પનિક પ્રદેશમાં જ ભ્રમણ કરવાનું પસંદ કરે છે. નર્મદ શૈલીમાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું પણ ચાતુર્યનું થોડું જ દીઠામાં આવે છે.

પ્રાકૃત કવિઓ કવિતાના અંગમાં રસને ચાતુર્ય એવાં બે વાનાં જુદાં ગણાવતા આવ્યા છે. કોઇ પૂછશે કે ચાતુર્ય તે જુદું અંગ કેમ

સંભવે ? રસ વિનાની તે કવિતા જ કેમ કહેવાય ? અમારી સમજમાં એનું સમાધાન આ પ્રમાણે છે. આ ઠેકાણે રસ શબ્દનો અર્થ '**रसात्मकं वाक्यं काव्यं**' એ સિદ્ધાંતમાં જેટલા બાહુબલ્યથી થાય છે તેમ કરવો નહિ, પણ એમાં ગંભીર મસ્ત રસ છે તેટલાજ ગણવા, અને હાસ્યાદિક લલિત રસોને અથવા રસનાં લલિત રૂપોને ચાતુર્યના પેટામાં મૂકવા; કવન વેળા કવિના ચિત્તની સ્વસ્થતા, પદ્ય બંધ કળાનું પરિપૂર્ણ કૌશલ્ય અને શ્રોતાને રંજન કરવાની વૃત્તિ તથા શક્તિ, એ ચાતુર્ય શૈલીની કવિતાનાં મુખ્ય લક્ષણ છે. ચાતુર્ય શૈલી રાજદરબાર તથા સભાઓમાં બહુ પોષાય છે અને તેથી અમે તેને અહિંઆ સભારંજની કહી છે.

છેવટે ટુંકમાં એક જ શબ્દમાં કહીએ, તો દલપતરામની શૈલી સભારંજની, અને નર્મદાશંકરની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અ-પ્રમેય ( incommensurable ) એટલે એક બીજા સાથે માપી શકાય એવી જ નથી તે પોતાને સ્થળે જ ઉત્તમ છે. દેશ સુધારણાના વિષયમાં આ પૃથક્પૃથક્ શૈલીઓ આ બે કવિઓએ વાપરી છે, અને તેમનું ફળ જુદે જુદે રુપે પણ એક જાતનું અને સમાન જ થયું. દલપતરામે હસાવી રમાડી ધીમે ધીમે લોકને વહેમો ઉપર અનાદર કરાવ્યો; અને નર્મદાશંકરે " યાહોમ કરીને પડો " એવી મસ્ત વાણીથી તેમને તે છોડવા પ્રવર્તમાન કર્યા. આ બંનેની કવિતાનો કેટલોક ભાગ ગુજરાતી ભાષામાં અપૂર્વ અને લાંબા વખત સુધી રહે એવો છે.

**નવલરામ.**

---

# કાવ્ય પરીક્ષા

કાવ્ય પરીક્ષામાં તો અમારૂં માપ ઉંચુ જ રહે છે. એ કદાપિ કેટલાએકને પસંદ નહિ પડતું હોય, પણ કવિતા એવો ઉંચો વિષય છે કે તેમાં નાદાન છોકરાં કલકલાણુ કરવા આવે તો તેને ધમકાવી કહાડવાં એજ ઉત્તમ માર્ગ છે. કવિતા કરવી એ સાક્ષરતાની પરિસીમા છે, પણ હાલ તો કાંઇ ન આવડે તે કવિતા કરવાને તો હું લાયક છું એમ પોતાના મનથી સમજે છે. ઈંગ્રેજી, સંસ્કૃત, વ્રજ કે પોતાની જ ભાષા બરાબર ભણુતા નથી, અને કવિતા શું તે સ્વપ્નામાં પણ જાણુતા નથી એવા નાદાનો નિશાળ છોડી કવિ થવા જ દોડે છે. એક પદ પુરૂં પાંસરૂં જોડી શકતા નથી એક પદમાં ભરવા જેટલો પણ જેના મનમાં વિચાર નથી, જેનામાં પારકાના વિચાર પણ પારખીને લેવાની શકિત નથી, અંધારામાં મુઠી ભરી જો ચોરી લાવે છે તો તેને પોતાની ભાષામાં મુકતાં પણ આવડતું નથી, અને પ્રાસ તથા તાલ તો જેને કાળ સરખાં લાગે છે, તે છોકરાં કવિતા કરવાને વલખાં મારે એ બહુ જ હસામણું છે, અને જો તેના દુરભિમાનથી કંટાળો ન આવતો હોત તો બેશક તે બિચારાં ઉપર બહુ જ દયા આવત. જો કોઇ નર્મદાશંકરમાંથી “ અરેરે ને હાય હાય ” શીખી લાવ્યો હોય છે તો તો તે એમ જ જાણે છે કે મેં રસનો દરીઓ જ ઉથલાવી નાંખ્યો, અને દલપતરામની વર્ણ સગાઇ આણી શકે છે તે તો તેનો સગો થઇને જ ફરે છે. આવી કવિતાને તે તિરસ્કાર શિવાય બીજું શું કરી શકાય? આવી કવિતાથી બધા લોકો હાલ કંટાળી ગયા છે, અને કવિતા શબ્દ જ કેવળ અપમાન પામે છે.

**નવલરામ.**

# નવલરામની જીવનકથા.

---

પ્રિય વાંચનાર! નર્મદની જીવન કથા લખનારની આ જીવન-કથા લખાઈ અને થઇ પણ રહી. નવલરામ કોઇ રાજા ન હતા, એમણે કંઇ રણક્ષેત્રમાં યુદ્ધ નથી કર્યું, શાસ્ત્રના શોધ નથી કર્યા, ગ્રંથકાર રૂપે યુરોપમાં પ્રસિદ્ધિ નથી મેળવી, લક્ષાધિપતિ ન હતા, ઇંગ્રેજ સરકારના રાજ્યના કોઇ મોટા જજ ન હતા. દેશી રાજ્યના દીવાન ન હતા, સી. એસ. આઇ. ન હતા, અને સભાઓ ધ્રુજાવનાર ન હતા.

જો આવાઓની જીવન કથા વગર બીજાની કથાને તું કુથલી ગણતો હશે, તો આ વાંચી નિરાશ થશે. તું પુછીશ કે ત્યારે આ જીવનકથા કોની છે, નવલરામે શું કર્યું આ કથામાં શો ચમત્કાર છે, અને આ કથા શા વાસ્તે લખી? વાંચનાર, જો તું મોટાં માણસનાં જીવન સાંભળતાં જ તૃપ્ત થતો હોય તો સરત રાખજે કે મોટાને માથે પણ મોટા છે અને નાના હોય તે પોતાનાથી વધારે નાના આગળ તો મોટા છે; આટલો મોટો સૂર્ય પણ જ્યારે આકાશમાં એક બિન્દુ જેવો છે, ત્યારે બિન્દુ જેવા આપણા ઘરના દીવા રાત્રે શા ખોટા?

" મોટા નાના વધુ મોટામાં,
તો નાનાં પણ મોટાં
" વ્યોમ દીપ રવિ નભ બિન્દુ,
તો ઘર દીવડાં નહિ ખોટા "

આપણું ગુજરાત જો, આપણા ગુજરાતીઓ જો, આપણા ગ્રંથકારો જો, અને તને એમ લાગતું હશે કે આપણે આપણા પ્રમાણમાં નવલરામ પણ ઠીક હતા? નવલરામ જીવ્યા એટલા સમયમાં નવલરામનું કર્યું બીજા કોને કર્યું છે? એના જીવન ઉપરથી બોધ અને

દૃષ્ટાંત લેનાર નીકળશે તો કેટલો લાભ થશે ? એના જીવનના પાનાં તારી પાસે છે, તે ઉપરથી વિચારજે કે એમાંથી બોધને દૃષ્ટાંત લેવાનું કેટલું જડે છે. જુના હોલ્કરો વિષે કહેવાતું કે તેમનું રાજ્ય તેમના ઘોડાના પલાણ ઉપર હતું. તેમજ નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું, અને લખવું; એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઉછળે છે એમ, તેમના જીવનમાં ઉછળતી હતી. વેદાંતના સંપ્રદાય પ્રમાણે વેદાંત તેઓ ભણ્યા ન હતા. પણ તેમના ગજા પ્રમાણે–બુદ્ધિ પ્રમાણે–જે વેદાંત સમજતા હતા ( તેને આપણે વેદાંત કહીએ કે ન કહીએ તો પણ ) તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું, એમનું મરણ. એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષા કરાવે એવું સુંદર હતું. ઇશ્વર અને બ્રહ્મ ઉભયનું સ્વરૂપ સ્વીકારતા; ઇશ્વરની પ્રાર્થના કરતા; છતાં આત્મા, ઇશ્વર અને બ્રહ્મનું ઐક્ય માનતા· આવું છતાં પ્રવૃત્તિના ઉપાસક હતા, અને એ પ્રવૃત્તિ પરમાર્થે–આ દેશના કલ્યાણને અર્થે–રાખતા. કેટલાક ચતુર્થાશ્રમની નિવૃત્તિને મોટી ગણે છે, પણ ગૃહાસ્થાશ્રમ એ આશ્રમનો આધાર છે; જુના વર્ણાશ્રમના પ્રધ્વંસના આ યુગમાં ચાર આશ્રમ નથી પણ પ્રવૃત્તિ એજ એક આશ્રમ છે. બીજા સર્વ આશ્રમોનાં નામરૂપ એમાંથી ઘડી કહાડવાં જોઇએ. ગુજરાતના વિદ્વાના પેટ ભરવાનો ધંધો કરી સંતોષ માને, શાસ્ત્રને માને નહિ અને અંગ્રેજી પુસ્તક ખરીદે નહિ–તો વાંચે કયાંથી ? વાંચે નહિ તો લખે કયાંથી ?–એ સઉ કરતાં નવલરામના અહોનિશ નિરંતર મરણપર્યંત કરેલો ઉદ્યમ રમ્ય અને સફળ નથી. હાલ તો પ્રવૃત્તિ–ઉદ્યોગ–એજ ધર્મ છે એમ આખુ યુરોપ માને છે, તે નહિ માનનાર દેશમાં ગૃહસ્થાશ્રમનું સત્વ ઉચ્છેદન પામશે, અને ગૃહસ્થાશ્રમ સાથે સર્વ આશ્રમ નિરાધાર થશે માટે જ પ્રવૃત્તિ આ યુગનો આશ્રમ છે; માનશે તેનો પણ એ અને નહિ માને તેનો પણ એ જ આશ્રમ છે. સુઇ રહિયે તોયે શરીરમાં લોહી ફરે છે અને

અત્યંત બેસી રહિયે તોયે સતતગતિમતી પૃથ્વી અહોનિશ હજારે ગાઉ દોડયાં કરે છે તેની સાથે આપણે મરજી હોય કે ન હોય તોયે ઘસડાઇએ છિયે; તે જ પ્રમાણે એ પ્રવૃત્તિના યુગમાં–પરરાજ્યમાં–પ્રવૃત્તિ જ આશ્રમ છે, અને શાણા માણસોએ પ્રવૃત્તિમાં પ્રવાહપાત રાખી તેમાં વેઠિયાવાડ ન કરતાં માત્ર મનને નિવૃત્ત રાખવું–એ પ્રવૃત્તિ, એ ઉદ્યોગ, આ સમાનો ધર્મ છે, અને તે ધર્મથી પણ મોક્ષ કહેનારે કહ્યો છે જ.

નવલરામે આ યુગનો આશ્રમ પાળ્યો છે; તે જ્ઞાની હો કે ન હો. પણ એના નિષ્કલંક જીવનમાં પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ–તપ તપાયું છે. એ તપનું ફળ પરમાર્થ સિવાય ઇચ્છ્યું નથી, "સર્વભાવ" થી એ કર્મ–તપ "ઇશ્વિર શરણે" રહ્યું છે, અને દીવાની જ્યોત સર્વદા ઉભી ને ઉભી રહી હોલાતી વખત પણ ઉભી જ રહે છે. તેમ નવલરામને અવસાન સમયે પણ ઇશ્વર વાસના સ્ફુરી છે. ઇશ્વર અને બ્રહ્મમાં ક્યાં ભેદ ગણ્યો છે? સર્વથા પવિત્ર અને સુંદર રાગ કહાડતું વાજું બંધ થઇ ગયું તેના ભણકારા પણ પવિત્ર અને સુંદર જ છે, અને વાંચનારને એ ભણકારા એવા લાગે તો તે લાભ પણ ઓછો નથી.

ગોવર્ધનરામ.

---

# ભાટનું વચન

---

કુમારપાળ મેવાડના રાજાની કુંવરી સીસોદીણી વેરે પરણ્યો હતો. જ્યારે તેણે પરણવાને ખાંડુ મોકલ્યું ત્યારે તે કુંવરીના જાણવામાં આવ્યું કે રાજાનો એવો નિયમ છે કે રાણીઓએ પ્રથમ

હેમાચાર્યના અપાસરે જઇને જૈનધર્મની દીક્ષા લીધા પછી દરબારમાં પેસવું. આ ઉપરથી રાણીએ પાટણ જવાની ના કહી, ને કહ્યું કે મને આચાર્યને અપાસરે મોકલવામાં નહિ એવી ખાતરી કરી આપો તો હું આવું. ત્યારે કુમારપાળનો દસોંદી ભાટ જયદેવ કરીને હતો તે વચ્ચે જામીન થયો. એટલે રાણીયે અણહિલપુર જવાની હા પાડી. તેને આવ્યાને કેટલાક દિવસ વીત્યા પછી હેમાચાર્યે રાજાને કહ્યું કે સિસોદીણી રાણી કદી મારી પાસે આવ્યાં જ નથી. તે ઉપરથી કુમારપાળે તેને ત્યાં જવાનો આગ્રહ કર્યો; પણ તેને ના કહી. પછી રાણી માંદી પડી ત્યારે ભાટની સ્ત્રીઓ તેને જોવાને ગઈ. ત્યાં તેની વાત સાંભળીને તેઓએ પોતાના જેવો તેને પોષાક પ્હેરાવીને છાનીમાની પોતાને ઘેર તેડી આણી. રાત્રે ગઢની ભીંત ભાટે કોચીને ત્યાંથી રાણીને લઇ ચાલ્યો. આ વાત જયારે કુમારપાળ રાજાના જાણવામાં આવી ત્યારે તે બે હજાર ઘોડું લઇને તેના ઉપર ચડયો. ઇડર દશ ગાઉ રહ્યું ત્યાં પેલાં નાશી જનારાને રાજાએ ઝાલી પાડયા. ત્યારે ભાટે રાણીને કહ્યું: "જો તમે ઇડરમાં જઇ પ્હોંચો એમ હોય તો ઉગરાય. મારી પાસે બસેં ઘોડું છે. જયાં સુધી અમારામાંનું એક પણ માણસ રહેશે ત્યાં સુધી અમે કોઇનો પણ હાથ તમને અડકવા દઇશું નહિ." એ પ્રમાણે કહીને સામા ચડી આવેલા ભણી તે ફર્યો. પણ રાણીની હિંમત ચાલી નહિ એટલે તેણે પોતાના રથમાં આપઘાત કર્યો. ત્યારે દાસી બોલી ઉઠી કે હવે લઢીને શું કરો છો? રાણી તો કયારનાંય મરી ગયાં છે? પછી કુમારપાળ અને તેની ફોજ ઘરભણી વળી.

જયદેવ ભાટે જાણ્યું કે મારી લાજ ગઇ, માટે હવે મારે જીવવું નહિ. તે સિદ્ધપુર ગયો, અને પોતાની નાતના લોકોને કંકોતરીઓ મોકલી કે "આપણી નાતની પ્રતિષ્ઠા લઇ લેવામાં આવી; માટે જેઓ મારી સાથે બળી મરવાને રાજી હોય તેઓએ તૈયાર થવું." પછી શેલડીનો ઢગલો કર્યો, અને જેઓ પોતાની સ્ત્રી સહીત બળી મરવાના

હતા તેમણે બબ્બે ઝંડા (સાઠા) લીધા; અને જે એકલા બળવાના હતા તેમને દરેકે એકેકો લીધો; તેમણે ચિતા અને ઝમોર ખડકી. પ્હેલી ઝમોર સિદ્ધપુરમાં સરસ્વતીની તીરે કરી. બીજી પાટણથી એક તીરવાને છેટે કરી, ને ત્રીજી તે નગરના દરવાજા પાસે ખડકી. પછી એકેકી ઝમોરમાં સોળ સોળ ભાટ પોતાની સ્ત્રીઓ સહિત બળી મુવા. જયદેવનો ભાણો કનોજ હતો. તેણે પણ કંકોતરી મોકલી હતી, પણ તેની માએ તેને પ્હોંચાડી ન હતી, કારણ કે તેને એકનો એકજ હતો, તથાપિ ભાટનો ગોર ઝમોરની રાખની ગુણો ભરીને ગંગામાં નાખવાને નીકળી ચાલ્યો તે કનોજ આવ્યો. ત્યાં જયદેવનો ભાણો નાકાદાર હતો તેણે જાણ્યું કે માલ લઇ જાય છે તેથી દાણ માગ્યું. એટલે બ્રાહ્મણે જે માલ હતો તેનું નામ લીધું. એટલે ભાટે વધારે પુછપરછ કરી ત્યારે તેણે જે નિપજ્યું હતું તે સર્વ કહી સંભળાવ્યું. પછી તે પોતાનું કુટુંબ એકઠું કરીને તેમણે પાટણ લઇ આવ્યો અને કેટલીક ઝમોર ખડકીને સર્વે બળી મુવાં. એક સ્ત્રીને તરત જ પુત્ર પ્રસવ્યો હતો તે ગોરને સોંપી પોતાના ધણી સાથે બળી મોઇ; અને હાલ પાટણ પરગણામાં ભાટ છે તેઓ કહે છે કે અમે એ છોકરાની પ્રજા છીયે.

રાસમાળા.

---

# માનચતુર અને ચંદ્રકાન્ત.



[ ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પદ ભોગવનાર પુસ્તક “ સરસ્વતીચંદ્ર ” માંથી આ લેખ લેવામાં આવ્યો છે. માન ચતુર રત્ન નગરીના પ્રધાન વિદ્યાચતુરના પિતા છે અને ચંદ્રકાન્ત મુંબાઇના વકીલ અને પ્રધાનના મહેમાન છે. ગુણસુંદરી પ્રધાન પત્ની છે. વિદ્યાચતુરની

પુત્રી કુમુદ સુંદરી સાસરેથી પિયર આવવા નીકળે છે અને રસ્તામાં બહારવટીઆ તેને લૂંટે એવા સંભવની ખબર આવી છે સાર પછીનો આ પ્રસંગ છે. આ પુસ્તકના લેખક સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી ( ઇ. સ. ૧૮૫૫ થી ઇ. સ. ૧૯૦૭ ) ગુજરાતમાં ઘણી રીતે ઉચ્ચ સ્થાન ભોગવે છે. તે એક લેખક તેમજ વિચારક હતા તેમણે આ પુસ્તકમાં ગુજરાતી સમાજનું ચિત્ર પાડયું છે, અને લોક આગળ ઘણા વિચાર રજુ કર્યા છે. ]

ડોસો હસ્યો. " વારૂ, ગુણસુંદરી, ડોસાને પણ જુવો તો ખરાં ! તમારો તો જન્મ પણ ન હતો અને આ બધા દેશમાં સાહેબ લોક નવા આવતા હતા તે વખતે તમારો વડીલ તરવાર બાંધી રજપુતો ભેગો દોડતો હતો. શું કમુદને માથે હરકત આવે ને હું જોઇ રહું ? જો એમ થાય તો મારો અવતાર નિષ્ફળજ. જો હરભમ, હું અને અબદુલ્લો અમારી ટુકડી લઇ અત્યારે નીકળીશું તે સુભદ્રા ઓળંગી આગળ ચાલ્યા જઇશું તે જ્યારે કુમુદ મળશે ત્યારે અટકીશું અને એને લઇ આવીશું. એની સાથે પણ માણસો હશે તેને સાવધાન કરી આગળ પાછળ ચાલીશું. જાવ સુખી અને હરભમ, તમે કહ્યા પ્રમાણે તૈયારી કરી પલકારામાં પાછા આવો; અને ગુણસુંદરી, તમે જરા મ્હારાં જુનાં કપડાંમાથી પાયજામો કહડાવો અને બીજાં કપડાં કહું તે કહાડવો. ફતેહસંગ, તું મ્હારે સારૂ તમારા બધામાંથી કોઇની તરવાર સારી જોઇને લાવ, બંધુક પણ લાવજે. અને......"

ડોસો વધારે બોલવા માંડે એટલામાં તો સર્વ શૂર મંડળ તેના હુકમનો અમલ કરવા વેરાઇ ગયું.

સ્ત્રી મંડળ ડોસાનાં કપડાં લેવા ગયું. જુના કાળમાં જ્યારે ઇંગ્રેજી રાજ્યનો અમલ બેઠો ન હતો અને બધો દેશ લુંટારા લોકોના ત્રાસથી બારે માસ હથીયારથી સજ્જ રહેતો હતો, જ્યારે બ્રાહ્મણોને અને સ્ત્રીઓને પણ પોતાનું રક્ષણ કરવા જેટલી તત્પરતા રાખવી

પડતી હતી, તેવા ભયંકર સમયમાં જેની જુવાનીનો મુખ્ય ભાગ ગયો હતો તે માનચતુર હથીઆરના ઉપયોગમાં પાવરદા હતો. અને તેના હાથને એવી રીતે કસાવાના પ્રસંગ પણ ઘણા મળ્યા હતા. નાના સાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં, સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ અને આવડ માનચતુરમાંથી અદૃશ્ય થયાં ન હતાં અને ઘણે વર્ષે પ્રસંગ આવ્યે સુતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહજ હોય છે તેમ માનચતુર આજ શૂરજનની ઉશ્કેરાયલી અવસ્થા અનુભવવા લાગ્યો.

"ચંદ્રકાંત, તમે ઘેર રહેજો–બધી સ્ત્રીઓનું રક્ષણ થશે તે ભેગું તમારૂં પણ થશે. ખમા ઇંગ્રેજ બહાદુરને કે હથીઆર લઇ લીધાં અને સ્ત્રીઓની તેમજ તમારા જેવા પુરૂષોની સઉ ચિંતા ઉપાડી લીધી!"

પોતાની ચિંતામાં પડેલો ચંદ્રકાંત આ વાક્યથી સાવધાન થયો, આભો બન્યો, અને દેશને અશસ્ત્ર કરનાર ધારાના વિચારમાં પડી સરકાર ઉપર મનમાં ખીજવાયો.

માનચતુર બોલ્યો: " મુંઝાશો નહી; આ ઉતાવળને પ્રસંગે વાદવિવાદ કરવાનો નથી, તમથી કંઇ અમારી સાથે આવી નીપજે એમ નથી. કાયદાની તકરારો બહારવટીઆ સાંભળે એમ નથી. હું તમને બંધુક આપુ પણ દારૂગોળાને ઠેકાણે કાંઇ તેમાં ચોપડીઓ ભરાય એવું નથી. મને વાત કરવા વખત નથી. હું હથીઆર બાંધી જાઉં છું. પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી કહાડજો"

ગોવર્દ્ધનરામ. મા. ત્રિપાઠી.

---

# ગ્રાહરિપુનાં દુષ્ટ કામ

"એ ભરવાડ ઘણો જુલ્મી છે;" શ્રીકૃષ્ણના રાજ્યના વારાથી, જે "ગાદી પ્રતાપથી પ્રકાશ પામતી એવા વખત સુધી ચાલતી આવી છે. તે ગાદીએ બેસીને સૌરાષ્ટ્રમાં તે રાજ્ય કરે છે. યાત્રાળુ લોકો પ્રભાસ ભણી જાય છે તેઓને મારીને તેમનાં હાડકાં અને માંસ ઘોરી રસ્તામાં વેરે છે. અને જે વામનસ્થળીમાં હનુમાન અને ગરૂડની ધજાઓ ફરકતી તેમાં રાવણની પેઠે નિર્ભયપણે રાજ્ય કરે છે, અને ચોરોને બીજી પવિત્ર જગ્યાઓમાં વસવા દે છે; બ્રાહ્મણોનો તે તિરસ્કાર કરે છે, અને વટેમાર્ગુઓને રસ્તા વચ્ચે લૂંટી લે છે; તેથી ધાર્મિક લોકોનાં હૃદયમાં તે તીર પ્રમાણે ખટકે છે. તે જવાન છે, કામી છે, અને મોહનો ભરેલો છે; તેથી પોતાના શત્રુઓનો નાશ કરીને તેઓની સ્ત્રીઓને જોરાવરીથી પોતાના અંતઃપુરમાં ખેંચી જાય છે. આ જંગલી પુરૂષ ગિરનારના પર્વત ઉપર ભટકતો ફરે છે, અને પ્રભાસ આગળના હરિણોનો શિકાર કરે છે. તે ગાયનું માંસ ભક્ષણ કરે છે, દારૂ પીએ છે અને લડાઇમાં તેના શત્રુનું રૂધિર ભૂત, પ્રેત અને તેમના ચરને પાય છે. આ પશ્ચિમ દિશાના રાજા ગ્રાહરિપુએ દક્ષિણ અને ઉત્તરના ઘણા રાજાઓને તેમના રથ મૂકીને નસાઠી મૂક્યા છે; તેથી, જાણે તે કોઇની પરવા રાખ્યા વિના સ્વર્ગના રાજ્યની જીત મેળવવા ધારતો હોય તે પ્રમાણે ઉંચુ જોઇ ચાલે છે. ગ્રાહરિપુ યમપુરીના યમરાયજેવો વિકાળ શરિરનો છે. સ્વભાવમાં પણ તે તેના જેવો જ છે, ને આખી પૃથ્વીને જાણે હવણાં ગળી જશે અને વૈકુંઠને જતોને બાઝશે એવો દેખાય છે. ને તેના રાજ્યમાં હુન્નરી માણસો છે, તેઓ એ દુષ્ટના સંગથી પોતાનો હુન્નર બધી જાતનાં એવાં હથિયાર બનાવવામાં વાપરે છે કે તેના ઝપાટામાંથી કોઇ પણ બચી શકે નહિ, ને ધર્મ–અધર્મનો વિચાર પણ તેઓ કરતા નથી. તેની ફોજ ઘણી છે, તેથી સર્વ

રાજાઓ તેને નમે છે. તે ઘણો આરોગ્ય છે. તેણે સિંધના રાજાને પકડીને તેની પાસેથી દંડમાં હાથી, ઘોડા છીનવી લીધા છે; તેમજ તેણે ઘણા રાજાને વશ કર્યાં છે; અને લાગે છે કે યમપુરીના રાજા સાથે તે જો યુદ્ધ મચાવવાનો હોય તો યમને પણ તેને ખંડણી આપીને નમી પડયા વિના છૂટકો થાય નહિ. પ્હાડોમાંના મ્હોટા કોટ અને નિર્ભય જગ્યાઓ તે તોડી પાડે છે; તે આખો દરીઓ ખુંદી વળે એવો છે તેથી લોકોને તેનાથી ઉગરવાનો એકે ઉપાય રહેતો નથી, તેમ થયું છે. તેના પાપના ભારથી પૃથ્વી કંપે છે. ઘાતકોને શિક્ષા કરવાની જે રાજામાં સત્તા હોય તે તેઓનો ઘાત કરે નહિ તો પોતે જ તેવો ઘાતક ઠરે છે, તેટલા માટે અહો! રાજન્ તમે જો એનો નાશ કરશો નહિ તો એનાં પાતક તમને લાગશે. તમે એનો નાશ કરી શકો એવા છો, માટે શિવે તમને તેમ કરવાની આજ્ઞા કરી છે. તો તમે તમારી સેના એકઠી કરીને એને રાજ્ય ઉપરથી ઉઠાડી મૂકો નહિતર પછી દિન દિનપ્રતિ એનું જોર એટલું બધું વધી પડશે કે છેવટે તમારાથી વશ કરી શકાશે નહિ."

રાસમાળા.

---

# મૂળરાજની સ્વારી.

શરદ ઋતુ આવી પ્હોંચી હતી, ઘણાં વાવેતરથી પૃથ્વી ઢંકાઇ ગઇ હતી; નદી અને તળાવનાં જળ નિર્મળ થયાં હતાં, આકાશ વાદળાં વગરનું સ્વચ્છ હતું, કમળ પૂર્ણ પ્રકાશમાન થયાં હતાં, તેઓનો રંગ કોઇ પ્રિયાના પ્રકાશિત ઓઠનું સ્મરણ કવિને કરાવતો હતો. સોરઠના કિનારા ઉપર વર્ષાદનાં વિલમ્બિત ફોરાં મોતીરૂપ થતાં પડયાં હતાં. હંસ પક્ષી જે વર્ષાઋતુમાં માન સરોવર ઉપર જઇ

રહે છે તે હવે ગંગાં અને બીજી નદીઓ ઉપર આવ્યા હતા. ખેડુતોની સ્ત્રીઓ ડાંગરના ખેતરની રખેવાળી કરતી કરતી ગીત ગાઇ ગાઇને વનને આનંદદાયક કરી દેતી હતી. એવા સમયમાં દેવના મંદીરમાં બ્રાહ્મણોએ વેદનાં અને ચંડીપાઠનાં પારાયણ કરવા કુંભસ્થાપના કરી અને પથારીએ સૂઈ બ્રહ્મચર્યવ્રત પાળી નવરાત્રી પૂર્ણ કરીને, દસેરાને દિવસે પારણા કરી કુંભજળમાંથી રાજાને માથે અભિષેક કર્યો. વૈકુંઠપતિના ઉત્સવ થવા લાગ્યા, અને દેવાલયો ઉપર ધ્વજાઓ ફરકવા લાગી. વામન અને બળી રાજાનું સ્મરણ થવાથી ભૂતળે આનંદ વ્યાપી ગયો, અને મહાવિષ્ણુ પોતાની ક્ષીર સમુદ્રની લાંબી સમાધિમાંથી ઉઠ્યા.

મૂળરાજને દ્વારે નગારાં વાગ્યાં અને નોબતો ગડગડવા લાગી શુભ શુકન દર્શાવતા શંખનાદ થવા થવા લાગ્યા; ને વિવિધ વાદિંત્રોના ઘોર નાદ સ્વર્ગે જઇ પ્હોંચ્યા. તેથી સ્વર્ગવાસી લોકોએ જાણ્યું કે, રાજા પોતાના સુભટોનો અગ્રેસર થવા તૈયાર થયો. અણહિલવાડના વાવટા નીચે ચાલનારા રાજાઓ પણ પોતપોતાની સેનાઓ લઇ, સોરઠ ઉપર ચડાઈ કરવાની આતુરતાભર્યા ઉભરાઇ આવ્યા; રાજા ગાદી ઉપર બેઠો, તેના સામા મોતીએ સ્વસ્તિક પૂરાયા, બન્ને બાજુએ ગાંધર્વ ગાન કરવા લાગ્યા; અને ચાકરો પંખાથી વા ઢોળવા લાગ્યા. જે જોશીઓએ તેમના જન્મથી જ્યોતિષનો અભ્યાસ કરેલો તેઓ મુહૂર્ત ક્હાડવા સૂર્યના તડકામાં શંકુ માંડીને ઘડીનું માપ ક્હાડવા બેઠા. કુળગોરે હાથી અને ઘોડાની રાજા પાસે પૂજા કરાવી. છેવટે છડીદારો આગળ ચાલ્યા; સૈનિકો હથિયાર સજી દરવાજા આગળ હારબંધ ઉભા રહ્યા. ફરી વાદિંત્રના નાદ થયા. રાજા ગાદી ઉપરથી ઉઠ્યો એટલે "જય.જયના" શબ્દ ઉચ્ચારીને તેને કપાળે પુરોહિતે તિલક કર્યું. આગળ ચાલતાં મૂળરાજે અને તેના સુભટોએ, બ્રાહ્મણ અને ભાટ જે યશ ગાનારા કહેવાય છે તેઓને દાન આપ્યાં. પર્વત જેવા કાળા અને કદાવર હાથી ઉપર ચડતાં રાજાએ કુળદેવીને નમસ્કાર

કર્યાં, માથે મેઘાડંબર છવાયા; આગળ ચાલતાં ઘોડાઓના હણહણાટ થવા લાગ્યા; સર્વે 'જય જયના પોકાર કરવા લાગ્યા; મ્હેલથી તે નગરના દરવાજા સુધી કેસરના પાણીના છંટકાવ થયા; પૌરાણીકો અને વેદીયા આશિર્વાદ દેવા લાગ્યા કે, "તમારો જય થાઓ, અને તમારા શત્રુઓ દક્ષિણમાં યમને દ્વાર પ્હોંચજો." જેમ જેમ અશ્વારી આગળ ચાલવા લાગી તેમ તેમ નગરમાં વધારે ભીડ થવા લાગી: કસુંબલ લુગડાં પ્હેરેલી અને ઘરેણાંના ચમકાટથી શોભતી એવી સ્ત્રીઓની ભીડ શેરીયોમાં થવા લાગી. ભીડાભીડમાં ફૂલના અને મોતીઓના હાર તુટવા લાગ્યા; ચૌટામાંથી જતા લોકો ફૂલ ફૂલથી રાજાને વધાવા લાગ્યા; સ્ત્રીઓ ઘરના કામ ધંધા છોડીને અને છોકરાંને રડતાં મૂકીને અશ્વારીનો ઠાઠ જોવા ચાલી; રસ્તે ચાલતાં કેટલાંક ગામ સુધી, ગામડાના લોકો, પોતાના રાજાને જોવાને આવ્યા, કેમકે દેવતાઓમાં જેમ ઇન્દ્ર શોભે છે તેમ મનુષ્યોમા મૂળરાજ રૂપમાં, ગુણમાં અને સત્તામાં શોભતો હતો.

રાસમાળા.

---

# મનહરપુરી.

---

વિદ્યાચતુર અને તેનું કુટુંબ આ ગામની વસ્તી ઉપર બહુ મમતા રાખતું અને વસ્તી પણ તેમના ઉપર મમતા રાખતી હતી. ગામની ગરીબ વસ્તી પોતાના પ્રિય પ્રધાનની ગુણીયલ પત્નીની ખાતર કરવા ઉપર નીચે થઇ રહી હતી. તેને પોતાની વચ્ચે જોઈ ઉત્સાહમાં આવી હતી. વિદ્યાચતુરનો એવો સખ્ત નિયમ હતો કે ગામના લોક પાસેથી વેઠવૈતરું કે કાંઇ ચીજ ગમે તે થાય તો પણ અમસ્તી લેવી નહિ. હાથ નીચેના અધિકારીઓને પોતાના કુટુંબની જ વર્તણુકથી દૃષ્ટાંત

આપતો. આથી આ કુટુંબ વસ્તીને ઘણું પ્રિય થઇ પડયું હતું. ગુણસુંદરીની પાસે પોતાનાં સુખ દુઃખની વાતો કરી જવી, ગુણસુંદરીના પોતાના ઘરની ન્હાની ન્હાની વિગત જાણી આશ્ચર્ય પામવું. પોતાની ન્હાની મોટી ઇચ્છાઓ ખુલ્લા દીલથી જણાવવી, આવાં આવાં અનેક કાર્યથી ગુણસુંદરીનો વખત ગામની સ્ત્રીઓ રોકતી. ગરીબ અને ધર્મિષ્ટ બ્રાહ્મણીઓ, ઉદાર ગરાસણીઓ, કરકસરથી ઘર ચલાવવાની આવડ ત્રેવડવાળી વાણીઅણો અને ઉદ્યોગી કણબણો ગુણસુંદરી આવ્યાની ખબર પડતાં જ નિત્ય પેઠે તેના ઉતારા ભણી ચોમાસાની નદીના પૂર પેઠે વળવા લાગી. બિચારી ભંગીઅણો પણ એના ઉતારાની પછીતની બારી પાછળ છેટે ઉભી ઉભી કંઇ કંઇ આનંદના કોલાહલ કરવા લાગી. ગામમાં વસ્તી ત્રણ ચાર હજાર માણસની હતી. વધારે ભાગ કણબી વર્ગનો હતો. તે લોક ઉદ્યમી અને હિમ્મતવાન હતા. થાણદારો અને વહીવટદારો તેમની સાથે હેતભાવથી વર્તતા અને પ્રમાણિક રહી ઘણી સૂચનાઓ કરતા. આથી એ લોક હમેશ ઉત્સાહમાં રહેતા અને મનહરપુરીના જમીનદારો તથા ખેડુઓનો ઘણે ઠેકાણે દાખલો લેવાતો. અધિકારીઓના સહવાસથી આત્મપ્રતિષ્ઠા તેમની બુદ્ધિમાં દાખલ થઇ હતી; અને તેથી તેમની નીતિ પણ ઉંચા પ્રકારની બની હતી. ગામમાં એક ન્હાની સરખી નિશાળ સારી રીતે ચાલતી અને એક બે છોકરા તો મુંબઇની પાઠશાળા સુધી અભ્યાસ કરવા ગયા હતા. આ સર્વ લોકોને વિદ્યાચતુર ઉપર કુટુંબ પ્રીતિ હતી અને ગુણસુંદરી સાથેના ચાળીશ સ્વારો સાથે કણબી લોક રસભેર વાતો કરતા હતા. પઇસા મળતા તે તો લેતા પણ ઉંચામાં ઉંચી ચંદી સ્વારોના ઘોડા સારૂ આપી, ઘોડાને થાબડી, ઘોડાઓના ઇતિહાસ પુછી, કોઇ કોઇ સ્વારનાં ઘરનાં સુખદુઃખની વાતો કહાડી, વિદ્યાચતુરના રત્નનગરીમાંના ચાકરોની ખબર પુછી, સાદા અને ભલા કણબીઓ ગાતા, ગવરાવતા અને ચૈત્રી બીજની રમણીય સંધ્યાકાળે ગામની પાધરે ગોરજની ઉડતી ધુળમાં ભળી જઇ ગડબડાટ મચાવી

મૂકતા; તે ગામને છેવાડે આવેલા પોતાના ઉતારામાં ઉંચી ઓસરીયે ઉભી ઉભી ગુણસુંદરી લાંબી નજર નાંખી જોતી હતી અને ઓસરી નીચે આવતી સ્ત્રીઓની ઠઠને આવકાર દેતી હતી.

વાણીઆ બ્રાહ્મણની પણ થોડીક વસ્તી હતી. ખેતીની પેદાશ પાસેના બંદરમાર્ગે અથવા જમીન માર્ગે થઇને પરદેશ જતી હતી, અને તેથી કેટલાક વાણીઆ વ્યાપારીઓ ગામમાં આવી વસ્યા હતા. આ ગામમાં પ્રથમ તો આસપાસના ગામના વાણીઆ સાહુકારો ખેડુ-ઓને દ્રવ્ય ધીરતા અને માત્ર ઉઘરાણી સારુ જ જતા આવતા રહેતા. ખેડુઓમાં વિદ્યા કંઇક દાખલ થવાથી, અધિકારીઓની શિખામણથી, પ્રધાનના ઉત્તેજનથી, અને ઉંચી નાતોની દેખાદેખીથી, ખેડુ તેમ જ જમીનદાર વર્ગ મરણપરણનાં ખર્ચ કમી કરતાં શીખ્યો હતો, તેમ જ પોતાના ધંધામાં ઉદ્યોગ, કરકસર, વેતરણ, અને વિચાર દાખલ કરતા હતા. ગામમાં કર માત્ર જમીનનો જ હતો અને તે પણ ઘણો જુજ હતો. આથી આ લોક પૈસો એકઠો કરતાં શીખ્યા હતા અને પ્રધાન ની સૂચનાથી કણબી લોક અરસપરસ ધીરધાર કરતાં પઇસાની કીમ્મત સમજવા લાગ્યા અને તેમાંથી પોતે પોતાનાં નાણાવટી થતાં દેવાદાર મટી ધીરનાર થવા લાગ્યા હતા. આના મુખ્ય પરિણામ ઘણાં થયાં. ખેડુઓનો ધંધો સ્વતંત્ર અને હોંસભર્યો બન્યો. નવા પ્રયોગ કરવા અને બુદ્ધિ અજમાવવી, એ એક સારો ચેપ આખી વસ્તીમાં ફેલાયો. ખેડુઓના દીકરા પોતાના માબાપની સ્થિતિ ઉંચી જોઇ તેમના ધં-ધામાં પડવાનું અભિમાન રાખતાં શીખ્યા અને તેમનો વિદ્યા ખેતીના સુધારામાં ખરચવા લાગી. તેમના ઉપર કર ઘણો જુજ હતો તેથી પ્રધાનનો તેઓ ઉપકાર માનતા, અને આસપાસના ઈંગ્રેજી ગામો કરતાં પોતાના ગામને ભાગ્યશાળી ગણતા. તેમનો કર ઓછો કરવાથી સંસ્થાનને લાભ એ થયો કે દુકાળ અને એવા હરકતના પ્રસંગમાં મનહરપુરીની વસ્તી સંસ્થાનના આશ્રય વગર સુખી રહેતી. એ જોઈ

વિદ્યાચતુર સંતોષ પામતો. ગામ અને ગામની સીમના લોકોપયોગી ખરચ લોકો ખુશીથી કરતા અને રાજ્યને માથે ભાર અને ગાળ રહેતાં નહિ. આર્ય દેશમાં કુવા, ધર્મશાળાઓ, ચોતરા, તળાવો, અને એવી હજારો વસ્તુઓ પ્રજાએ ધર્મ નિમિત્તે કરી છે અને એ ધર્મવાસનાને ઉત્તેજન આપવામાં ચતુર પ્રધાન પોતાના પ્રધાનપણાની એક સાર્થકતા માનતો હતો. મનહરપુરીની પ્રજા પોતાના પ્રધાન ઉપર આથી પ્રેમ રાખે તો કાંઇ નવાઇ ન હતી. તેના બદલામાં તેને કાંઇ ખપે એમ ન હતું; બદલામાં એ એટલું માગી લેતો હતો કે રાજ્યને જરૂર પડે અને રાજ્યને કર વધારવો પડે ત્યારે કોઇએ મન ચોરવું નહિ અને આપ્યા વગર તો છુટકો નથી તો ખુશીથી આપવું. તેમનો નિઃશ્વાસ રાજ્ય જપ્ત થાય તે કરતાં વધારે છે, અને તેમનો આશિર્વાદ એ પોલીટીકલ એજંટની કૃપાના કરતાં અને સરકારના ખિતાબો કરતા વધારે કલ્યાણકારક છે, એવું વિદ્યાચતુર માનતો અને મણિરાજના મનમાં વસાવતો. રાજ્યના ભંડારમાં ખરચ કરતાં ઘણું વધારે પડી રહે એ પ્રજાના ભંડારમાથી ઓછું થયા જેવું છે. એવા સંચયનો દુરૂપયોગ કરવાને રાજા લોભાય છે અને અધિકારીઓ ચોર બને છે. રાજા લોભાય છે તો આ દ્રવ્ય તેની વિષયવાસના પુરી પાડવા, તેની મુર્ખતા સંતોષવા, તેના છોકરવાદીપણાને જાળવવા અથવા તેની કીર્તિનું પોલાણ વધારવા, સ્ત્રીઓમાં, ઢોંગસોંગમાં, રમતગમતમાં, કારીગરોમાં, પરદેશમાં અને પરદેશીઓમાં ઢોળાય છે. એ દ્રવ્યથી દેશના રાજાનું મન ચમકે છે અને પરદેશના રાજાનો ડોળો ચસકે છે. પ્રજાના ભંડારમાં રહ્યું હોય તો પ્રસંગ પડયે થોડા દિવસ કર વધારી કયાં લેવાતું નથી? અર્થ સર્યે એ કર ઓછો થાય તો પ્રજા કેમ વિશ્વાસ નહિ રાખે ? આપણા ભંડાર કરતાં પ્રજાના ભંડારને ઓછો ભય છે. માટે એ ભંડારને જ આપણી બેંક કરી રાખવી. આવા આવા પાઠ વિદ્યાચતુર મણિરાજને ભણાવતો અને ઉદાર અને જિતેન્દ્રિય રાજા સ્વતંત્ર અને શાણા પ્રધાનનું કહ્યું યથાર્થ સમજતો. એના રાજ્યમાં

ઘણાંક ગામ બીજા આધકારીઓની દેખરેખ નીચે મનહરપુરી જેવાં બન્યાં હતાં અને મનહરપુરી પ્રધાનની પોતાની દેખરેખ નીચે હોવાથી દષ્ટાંતરૂપે રહેતી અને એ દષ્ટાંત જોઇ બીજા અધીકારીઓ રાજા પ્રધાનની ઇચ્છા શી છે અને પોતે શું કરવું તે સમજતા. ગુણસુંદરી રાજ્યકાર્યમાં માથું ઘાલતી ન હતી પરંતુ મનહરપુરી તે પોતાનીગણુતી અને રાજ્યકાર્યમાં માથું ઘાલ્યા વિના એકલી મનહરપુરીમાં સ્વામીનું કામ કર્યા જેવું કરતી.

વિદ્યાચતુરે ઇંગ્રેજી અને દેશી રાજ્યનો અનુભવ કરી એક સિદ્ધાંત એ બાંધ્યો હતો કે, પોતાનામાં સરસ્વતી, બુદ્ધિ, નીતિ, અને વૃત્તિ હોય તો દેશી રાજ્યના તંત્રીયો પોતાની પ્રજાનું કલ્યાણ અને રાજ્યની ઉન્નતિ એટલે સુધી કરી શકે કે ગમે એટલાં પરમાર્થી હોવા છતાં પોતાના પેટ ઉપર અચૂક લક્ષ્ય આપનાર ઇંગ્રેજી રાજ્યકર્તાઓને વશ થએલી દેશી પ્રજા સ્વપ્ને પણ દેખી ન શકે. માથે અનીતિ અને અન્યાયનો જુલમ હોવા છતાં ઘણાંક દેશી રાજ્યોની પ્રજા દ્રવ્યનું સુખ ભોગવે છે એવું ઇંગ્રેજી અને દેશીહદના ગામડાં સરખાવનારના મનમાં આવ્યા વિના રહે એમ નથી–તો જુલમ વિનાની પ્રજા દેશી હદમાં કેવી ઉન્નતિ પામી શકે તે જગતને દેખાડી આપવું એવો વિદ્યાચતુરનો ઉત્સાહ હતો. તેના મુખથી આવી આવી વાતો ઘણીકવાર ગુણસુંદરી સાંભળતી અને પતિના ઉત્સાહનું વીર્ય સ્વાભાવિક રીતે પત્નીના હૃદયમાં ઢોળાતું અને ગર્ભ જેવા પ્રતિધ્વનિ રૂપે અંતરમાં સ્ફુરતું. આવી સગર્ભાનું દોહદ મનહરપુરીની પ્રજાના ઉપભોગથી પુરાતું. આવું આવું જોઇ પ્રધાન પોતાની સ્ત્રીને આપેલી વિદ્યા સફળ થઈ માનતો અને પુત્ર પ્રાપ્તિનાથી અધિકતર આનંદ પામતો, તેને આનંદ પામતો જોઇ પત્ની વધારે ઉત્સાહી બનતી. પતિ પત્નીના હૃદય એક જ રસથી ઉભરાય એક જ વિષયથી આનંદ પામે, પરસ્પર આનંદને વધારે અને ભોગવે. આ પરિણામથી ગુણસુંદરી પોતાનું લગ્ન સફળ થયું માનતી.

ગોવર્દ્ધનરામ મા. ત્રિપાઠી.

# સંયુક્ત કુટુંબ



[ મુંબઇના ધનાઢ્ય વેપારી લક્ષ્મીનંદનના પુત્ર સરસ્તીચંદ્રનો વિવાહ માનચતુરની પૌત્રી કુમુદસુંદરી સાથે થયો હતો. સાવકી માની ઉશ્કેરણીથી પિતાએ કેટલાંક વચન કહ્યાં તેથી સરસ્વતીચંદ્ર ઘર છોડી ચાલી નીકળ્યો. તેને શોધવા તેનો મિત્ર આવેલો છે તેની સાથે માનચતુર વાતચીત કરે છે. માનચતુરનો પુત્ર વિદ્યાચતુર રત્નનગરીનો પ્રધાન છે. ગુણસુંદરી વિદ્યાચતુરની પત્ની અને સુંદરગૌરી વિધવા ભાભી છે. ]

માનચતુર પાછો વાતમાં પડયોઃ "ચંદ્રકાંત, સરસ્વતીચંદ્રને રોગ પારખતાં આવડયો પણ ઔષધ પારખતાં આવડયું નહિ એમાં તો તમે પણ ના નહિ કહો. એમણે કુટુંબ છોડી વનવાસ લીધો એટલી બુદ્ધિ ઓછી. લક્ષ્મીનંદનથી જુદા રહેવામાં કંઈ બાધ ન હતો. ખરે પુછો તો મને સાહેબ લોકનો ચાલ ઘણો ડાહ્યો લાગે છે કે પરણે ક્યારે કે જુદા રહેવાની લાયકાત આવે ત્યારે જ. અને પરણે એટલે જુદા જ રહેવું. આપણો ચાલ પણ ખોટો નથી, પણ તે ક્યાં સુધી કે બધાંની આંખમાં અમી દૃષ્ટિ હોય અને બધાંમાં સંપ હોય ત્યાં સુધી. સાહેબ લોકને હુતો ને હુતીનું સુખ–પણ આપણા કુટુંબનું સુખ તેઓ સમજતા નથી. આ મ્હારી આસપાસ આ બધો વિસ્તાર ભરાઈ બેઠો છે અને જે આનંદની રેલ આપણે ચાલે છે, ને હું જાણું છું કે મ્હારાં ગુણસુંદરી અને ગુણસુંદરી જાણે છે કે મ્હારા વડીલ, એ સુખનું સાહેબ લોકને સ્વપ્ન પણ નહી હો ! સાહેબ લોકને ઘેર દીકરાને ઘેર સાસુ અને સાળી પોસાય અને ઘરડાં માબાપ એકલાં પગ ઘસે. આપણાં કુટુંબમાં તો કહો કે મ્હારો અને મ્હારી અનાથ ગરીબડી સુન્દરગૌરી બેનો વગર ઉતરાવ્યે વીમો ઉતરાવ્યો છે, અને અમારી આશિષ છે તે ગુણસુંદરીને આનંદ જ રહેવાનો. અમારાં જેવાં ઘરડાં,

લુલાં લંગડાં, અને નિરુદ્યમી ગુણસુંદરીને માથે પડ્યાં છીએ અને વિદ્યાચતુરની ટુંકી કમાઇના દિવસ હતા ત્યારથી એનું લોહી ચુસી લેતાં આવ્યાં છીએ-"

"શું, વડીલ, શું બોલો છો? કંઇક તો અમારા ઉપર દયા રાખો!" ગુણસુંદરી બોલી ઉઠી.

"સાંભળો તો ખરાં. આમ છે છતાં અમે પણ એમને કોઇ વખત કામે લાગ્યાં હઇશું અને આજ અમારાથી લોકમાં અને પરલોકમાં એમને સુકીર્તિ છે. પણ આ વખત આવતા સુધી ટકી રહે એવાં ગુણસુંદરી મ્હારાજ ઘરમાં છે, બીજે કોઇ ઠેકાણે નથી. ગરીબ અને પગ ઘસતા દીકરાઓની કમાઇ ઉપર દબાણ મુકવું, ડાહી અને મ્હેનતુ વહુરોને મજુરી કરાવી કચડવી, તેમને જુવાનીનું સુખ અને જુવાનીનો ઉમંગ જોવા વારોજ ન આવે તેમ એમની પાસે રહી એમને કેદ રાખવાં, તેમના ઉગતા ડહાપણને અને તેમની નવી બુદ્ધિને પોતાના કોલાપણામાં છેક પરતંત્ર કરી નાખવાં-એનાથી વધારે નિર્દયતા કોઇ હશે? અને જાણ્યે અથવા અજાણ્યે અને સમજે અથવા અણસમજ્યે કેટલાં માબાપ અને કેટલાં સાસુ સસરાં આવાં નિર્દય થાય છે, તેનો મને અનુભવ છે. બોલનારી અને લડનારી વહુરોનાં દુઃખ બધે ગવાય છે અને કપુત દીકરાઓનાં પરાક્રમ જગજાણીતાં છે; પણ ડાહ્યો દીકરો દેશવાર ભોગવે અને ડાહી વહુ રાંધણા રાંધે એ કહેવત પ્રમાણે ન બોલનારા દીકરાઓ અને ન બોલનારી વહુરોની ખબર કોને છે? માબાપ અને સાસુ સસરાનો ધર્મ એ છે કે આવા બાળકની દાઝ પોતાની મેળે જાણવી અને ન બોલે તેને બેવડો માર ન મારવો અને મીઠા ઝાડનાં મૂળ ન કાપવાં. કોઇ માબાપ જાણીજોઇને માર મારતાં નથી, પણ જાણી જોઇને કે અજાણ્યે કચરાય તોએ ફુલ તો મોળાય જ! માટે મ્હારો અનુભવ એવું કહે છે કે ઘરડાંઓને તેમ ભાઇભાંડુઓનો ધર્મ એવો છે કે પોતે જુદા થવાય કે ન થવાય

તો પણ સામાને છુટા થવા દેવા અવસર આવે એવી રીતે પોતે જાતે જ ખસતાં રહેવું. સરસ્તીચંદ્ર મ્હોટા થયા ત્યાંથી જ એમને લક્ષ્મીનંદને ભેગા ને ભેગા અને છુટા ને છુટા એમ રાખ્યા હત તો આ વખત ન આવત. કુસંપ થવા પ્હેલા સંપને વખતે જ પોતે છુટા થવું અને સામાને છુટા કરવું એમાં માણસની દીર્ઘદૃષ્ટિ છે, ડહાપણ છે, ચકોરતા છે, અને એ જ એનો ધર્મ છે. એ વાતમાં લોકલજ્જાનો પ્રતિબંધ ગણવો એ મૂર્ખતા છે. જ્યારે મોડું વ્હેલું પ્હેડીયે બે પ્હેડીયે જુદુ પડયા વિના છુટકો નથી ત્યારે સમય સમજી જાતે છુટા પડવું એ તો સંસાર વ્યવહારની પ્રવીણતા રાખવા જેવું છે. માબાપથી કેમ જુદા રહેવાય ? એ વિચાર સરસ્વતીચંદ્ર દૂર ન કરી શકયા તે એટલું જ બતાવે છે કે એ ભણ્યા પણ ગણ્યા નહિ. એમાં શી મ્હોટી વાત હતી ?—જુદું રહેવું એ સંસારનો રસ્તો છે તો તેમાં ઓસંગાવું શી બાબત ? સરસ્વતીચંદ્રને એ વાતમાં લાજ લાગી તેનું કારણ એ જ કે હજી એ બાળક છે. મ્હેં તો કેટલાક સિદ્ધાંત જ કરી મૂકેલા છે તેમાં એક તો એકે બે બઇરાંને એક ઘરમાં રહેવા ન દેવાં અને બીજું-ક્યાં પુરૂષ કે ક્યાં સ્ત્રી-સઉને છુટાં રહેવા દેવાં, અને મ્હારે જાતે કેટલું કરવું કે સૂર્ય પોતે પૃથ્વીથી દૂર અને છુટો રહી આપણને પ્રકાશ અને તાપ બે વાનાં આપે છે અને લોકનાં ઢાંકેલાં છાંપરા તળે અને ખુણે ખોંચલે શું થાય છે તે જોતો નથી અને તેની ચિંતા કરતો નથી તેમ મ્હારે પણ કુટુંબમાં એ સૂર્યની પેઠે રહેવું; તેમાં સઉને સુખ છે, અને સઉનું કલ્યાણ છે. કુટુંબમાં વૃદ્ધ જનનો ધર્મ આ છે અને તે સઉ વૃદ્ધોએ પાળવો જોઇએ છીયે. જો પોતાના કુટુંબ ઉપર ખરી પ્રીતિ હોય અને જો સઉનું સુખ વાંછતાં હઇએ તો. તેમ હોય તો વૃદ્ધાવસ્થા મને સુખરૂપ છે તેવી થવાની; તેમ નહિ હોય તો તેવા વૃદ્ધોએ છોકરાંને ગાળો દઇ ગાવું કે " ઘડપણ કોણે મોકલ્યું ? " તમે સર્વ વૃદ્ધ થશો માટે આટલું કહી મુકું છું, અને આજને વાસ્તે તો એટલું કહુછું કે સઉના સુખને વાસ્તે

ઘરમાં કે કુટુંબમાં કાંઇ કરવાનું આવશ્યક લાગે તો બાયડીઓની પેઠે અને સરસ્વતીચંદ્રની પેઠે આમ કેમ થાય ?–કહી લજવાશો નહિ, પણ જે ઠીક લાગ્યું તે ધૈર્યથી અને ખબરદારીથી કરી દેવું જ અને રજ પણ આશંકા ન જાણવી.

**आहारे व्यवहारे च स्पष्ट वक्ता सुखी भवेत् ।** ( આહારમાં અને વ્યવહારમાં સ્પષ્ટ વક્તા સુખી થાય છે. )

ગોવર્દ્ધનરામ મા. ત્રિપાઠી.

---

# આજકાલના જુવાનો



વિદ્યાચતુરે કહ્યું: ચંદ્રકાંત મ્હારે કહેવું જોઇએ કે આપણી ઇંગ્રેજી વિદ્યામાં એક જાતનો દોષ છે અને તે એકે માણસની વિચારશક્તિને તે ઉદ્ધત બનાવી મુકે છે. આ ગુણ આખી પાશ્ચાત્ય વિદ્યાનો છે એમ કહીએ તો પણ ચાલે. અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે, તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, વધારે છે, અને દૃષ્ટિમર્યાદાના જેવી ફળ પરંપરા દેખાડે છે. એ વૃત્તિથી માણસ ફળ પ્રાપ્ત કરવા ઉતાવળું બને છે અને અધીરૂં થાય છે. સ્વાભાવિક માર્ગે ફળ મેળવતાં વાર લાગે છે કે આ વૃત્તિને પ્રતિકુળ થાય છે. એકજ ફળ શોધી બેસી રહેવાનું નહિ, પણ ફળ ઉપર ફળ ખોળ્યાં કરવાનાં અને તે પણ આટલી ઉતાવળથી એટલે આ વૃત્તિવાળાં મન સટોરીઆ જેવી પ્રકૃતિવાળાં થઇ જાય છે. ભૂતકાળનો અનુભવ શોધ્યા વિના, વર્ત્તમાન સ્થિતિ જોયા વિના, આતુર મન ભવિષ્ય શોધવા નીકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે. વર્ત્તમાનથી અસંતુષ્ટ ચિત્ત દૃષ્ટિ આગળ અકસ્માત ઉડતું ભવિષ્ય ઝડપે છે અને એ ભવિષ્યની પાછળ ઉભેલું ભવિષ્ય દૃષ્ટિએ અચિંત્યું પડતાં કંપારી ખાય છે. સરસ્વતીચંદ્ર આનું

એક દૃષ્ટાંત છે. જુવો એમનો જગત છોડી જગત જોવાનો રસ્તો! જુવો એમનો દ્રવ્ય છોડી પરાર્થ કરવાનો રસ્તો! તેની અવસ્થા અત્યારે કેવી દયાપાત્ર થઈ હશે તે જોશો ત્યારે મ્હારૂં કહ્યું સિદ્ધ થશે.

આજકાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પરવિચારને વશ થવામાં શૌર્યહીનતા ગણે છે, પોતાના તરંગ પ્રમાણે જ ચાલવાની સ્વતંત્રતા શોધે છે, મનની વાત બહાર કહાડવામાં અને સાકાર કરવામાં વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે.

ઘણાક પિતાઓ લક્ષ્મીનંદન પેઠે બોલતા હશે, પણ તેટલા ઉપરથી આ પ્રમાણે કરનાર તો તમારા મિત્રને જ દીઠા. ખરેખર, મૂર્ખમાં મૂર્ખ માણસો વચ્ચે શ્વાસ ચસાય નહિ એમ રાખી તીખા, અભિમાની, અને દુષ્ટ ઉપરીના હાથ નીચે બે વર્ષ નોકરી કરવી પડે, દુષ્ટ વચન સાંખવાં પડે, અને ટુંકામાં દાસત્વનો અનુભવ થાય તો જ તમારાં મુંબઇગરાં માણસો ઠેકાણે આવે. આવા દાસત્વમાં કાંઇ દોષ નથી એમ નથી પણ પારકાં માણસોને, અનુભવને અને સ્થિતિને વશ કેમ રહેવું—પોતાના મનની વૃત્તિને પરવશ કેમ રાખવી—એ શીખવું પણ આવશ્યક છે.

ગોવર્ધનરામ મા. ત્રિપાઠી



# મણિમુદ્રા



[ સરસ્તીચંદ્ર રસ્તામાં લૂંટાય છે. તેનાજ ગાડામાં અર્થદાસ નામનો વાણીઓ અને વાણીઆની સ્ત્રી હતાં. વાણીઆની સ્ત્રીને બચાવવા જતાં સરસ્વતીચંદ્રને વાગે છે. ધમાલમાં વાણીઆની સ્ત્રી છૂટી પડી જાય છે.બ્હારવટીઆ ચાલ્યા જાય છે ત્યાર પછીનો આ પ્રસંગ છે. ]

"બાઇ તમારૂં નામ શું?" तालीमपि न दद्यात् તાળી પણુ ન આપવી. એ સંપ્રદાયના વણિકને આ પ્રશ્ન વસમો પડયો. "પેલો સંન્યાસી આનું નામ જાણુતો હતો–મ્હારો વ્હાલો આએ બ્હારવટીઓ હશે ત્યારે? નામબામ આપે એવો કાંઈ અર્થદાસ કાચો નથી." એ વિચાર મનમાં કરી વાણીઓ હસી પડયો, અને ઉત્તર ઉડાવી સામો પ્રશ્ન પુછવા લાગ્યોઃ "હેં! હેં! હા! ચાંદાભાઇ, ત્યારે તમે આ લોકમાં કયાંથી આવી પડયા, તમે શો ધંધો કરો છો? તમારૂં ગામ કીયું ને કયાં જવાનું છે?—હવે તો તમને જરૂર કરાર વળશે—જરા વાર તો લાગશે સ્તો."

"હુ કયાંથી આવું છું તે તમે જાણો છો અને આ લોકમાં શાથી આવી પડયો છું તે તમે જાતે નજરે જોયું છે."

"પણુ તમે ધંધો શો કરો છો?"—

"ધંધો?– ખાવું પાવું ને ફરવું"

"એમ કે?—વધારે વ્હેમમાં પડેલો અર્થદાસ હૃદયમાં ધ્રુજતો વળી પુછવા લાગ્યો." ને જાવ છો કયાં?"

"ભાગ્ય લઈ જાય ત્યાં—તમે લઇ જાવ તો તમારે ત્યાં આવું. ભુખ મને અને તમને સરખી લાગી હશે."

અર્થદાસ મનમાં બોલ્યોઃ "જો બ્હારવટીઓ ખરો! મ્હારે ઘેર આવવું છે, ત્યારે પેલીને બચાવવા શું કરવા લ્હડયો અને ઘવાયો?

કોણ જાણે. બ્હારવટીઆનો ભેદુ થઇ એમ કર્યું કેમ ન હોય ?" સ્વાર્થજળના માછલાએ પરમાર્થબુદ્ધિની કલ્પના ન કરાઇ.

સરસ્વતીચંદ્રે ફરી પુછ્યું: "ભાઇ તમારે ઘેર મને લઇ જશો ? હું તમને કામ લાગીશ. આ દેશનો હું ભોમીયો નથી ને તમે સઉ રસ્તાના ભોમીયા હશો."

"મ્હારે ઘેર તે મરવાને લઇ જાય ?—અર્થદાસ પણ ખરો કે તને પણ ચપટીમાં લે !" એટલું મનમાં બોલી મ્હોટેથી બોલ્યો; "હા–શા વાસ્તે નહિ ? પણ એટલી સરતે જો, કે મ્હારી ઘરવાળી પાછી આપવી !"

"ભાઇ, તે તો હું શી રીતે કરૂં ! પણ તમારે ઘેર ચાલો એટલે હું તપાસ કરવા લાગીશ"

"જો લુચ્ચો ?" અર્થદાસ આટલું મનમાં કહી વળી મ્હોટેથી બોલ્યો. "વારૂ ભાઇ ચાંદાભાઈ ? આપણે અહિં ક્યાં સુધી પડયા રહીશું ? ચાલો ગામ ભણી જઇએ !"–મનમાં બોલ્યો:–"પોલીસમાં પ્હોંચાડુ પછી એ તો રત્નનગરીની પોલીસ છે ને વાણીઆ સાથે કામ છે."

બે જણ ઉઠયા અને મનહરપુરી ભણી ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં અર્થદાસે ખેલ માંડયો. અચીંત્યો રસ્તા વચ્ચે બેઠો અને રોવા લાગ્યો:

"ઓ મ્હારી મા રે ! ત્હારૂં શું થશે ? ઓ"—સરસ્વતીચંદ્ર અચકી આભો બની આસના વાસના કરતો બોલ્યો; "શું છે ? તમારી માને શું થયું ?"

"અરે, મ્હારી બાયડીને પેલા લઈ ગયા-બીચારી રવડી મરશે– ઓ મ્હારી મા રે–બાયડી રે !"

"ધીરજ ધરો, ભાઇ, ગામમાં ચાલો અને રસ્તો કરીશું."

"પણ એની પાસે દાગીના છે તે!—એ તો મારૂં સર્વસ્વ! હવે હું ખાઇશ શું? મ્હારા ઘરમાં તો ઝેર ખાવા જેટલી ફુટી બદામ નથી! ઘરવાળાને ભાડું ક્યાંથી આપીશ! મ્હારાં તો હાંલ્લા અને લાકડાં બે વેચાશે!–ને હું મોદીને શું આપીશ ને બાયડી ખોળવા સરકારમાં શું આપીશ!—ઓ ચાંદાભાઈ હું તો અહિંયા જ મરીશ."

ઘણું સમજાવ્યો પણ અર્થદાસ ઉઠ્યો નહિ. આખરે આંખો ફાડી, રોઇ બોલ્યો; "હું તો હવે ફાંસો ખાઇ મરવાનો. દૈવે મને બ્રાહ્મણ પણ ન ઘડ્યો કે લોટ માગી પેટ ભરૂં. મ્હારા તો પેટમાં ગુંચળા વળે છે–ઉઠાતુંએ નથી બોલાતુંએ નથી. ઓ ચાંદાભાઇ!–અબબબબ!- જીભ અટકી હોય તેમ અર્થદાસ લાંબો થઇ સૂઇ ગયો, આંખો ચગાવવા લાગ્યો, ને મ્હોમાંથી ફીણના પરપોટા કહાડવા લાગ્યો.

સરસ્વતીચંદ્રને અત્યંત દયા આવી ને વિચારવશ થઇ ગળગળો થઇ ગયો" ઓ ઇશ્વર, હું બિચારાને દુઃખથી છોડાવવા શું કરૂં? આના દુઃખમાં મારી ભૂખ તો મરી ગઇ આને સ્ત્રીનું દુઃખ નથી પણ પૈસાનું દુઃખ છે. એનું દુઃખ ભાગવા જેટલો તો પઇસો મારી પાસે હતો, તે મ્હેં છોડયો. દ્રવ્યનો આવા પ્રસંગે ઉપયોગ હશે તેનું મને ભાન ન રહ્યું. આને ઇશ્વરે વિદ્યા આપી નથી–ગર્ભશ્રીમંત પણ નથી. મ્હારી ગર્ભશ્રીમત્તા ઉપર ધુળ વળી! આનું ઔષધ દ્રવ્ય, તે હું ક્યાંથી આપું? દ્રવ્ય છોડયું ન હત તો આ પ્રસંગ ન આવત." વળી અર્થદાસના સામું જોઇને શાંત પડી વિચાર્યું; "દ્રવ્ય છોડયું ન હત તો અર્થદાસના દુઃખ જેવાં દુઃખ લોકોને થતાં હશે તે હું કેમ જાણત?"

શાન્તિએ સ્મરણને સ્ફુરવા દીધું અને પોતાના જનોઇએ બાંધેલી મણિમુદ્રા સાંભરી આવી. સાંભરી આવતાં મુખ પર આનંદ અને ઉત્સાહ દીપવા લાગ્યા, "હા! આના ઉદ્ધારનો માર્ગ સુઝયો." મણિ-

મુદ્રા છોડી હાથમાં લેઇ તે પર જોઈ રહ્યો. "મણિમુદ્રા ! કુસુમસુંદરીની લલિત આંગળીએ વસવા-તેના ચિત્તને આનંદ આપવા મ્હેં તને આટલા મોહથી ઘડાવી હતી ! તે સર્વ હવે વ્યર્થ ગયું. આ દીન વાણિકને આનંદનું સાધન તું હવે થા !

આ ક્ષિતિજ રેખા ઉપર સૂર્ય મંડળ શોભે છે તેમ તું કુમુદની આંગળી ઉપર દીપત ! સૂર્ય હમણાં ક્ષિતિજથી ભ્રષ્ટ થશે !-હું અને તું કુમુદથી ભ્રષ્ટ થયા ! તું હજી ગરીબનું ઘર ઉઘાડશે !-એ ત્હારૂં ભાગ્ય !-પણ ક્યાં કુમુદ અને ક્યાં આ વણિક ?-પણ હું તો ત્હારા યોગ્ય નથી, દુષ્ટને છોડી ગરીબનું ઘર ઉઘાડ ! મણિમુદ્રા લક્ષ્મીના છેલ્લા અવશેષ ! પ્રિય કુમુદની સ્મારક એકલી એક મ્હારી જોડે રહેલી છેલ્લી બ્હેન ! મ્હારા પિતાના વૈભવના છેલ્લા પ્રસાદ ! પ્રિય કુમુદના આજ ચિરાઇ જતા અંતઃકરણમાં રસળતો મ્હારો દુષ્ટ હાથ ત્હારે યોગ્ય નથી ! મ્હારૂં જનોઇ ભ્રષ્ટ છે-મ્હારૂં શરિર દુરાત્માનું ઘર છે ! મણિમુદ્રા ? લક્ષ્મીના છેલ્લા અવશેષ ? પ્રિયતમા પિતાના વૈભવના છેલ્લા પ્રસાદ ? પ્રિયતમ કુમુદની પ્રિયતમ બ્હેન ! મ્હારા સ્નેહની શ્મશાન વિભૂતિ ! મ્હારા આંસુથી કલંકિત કર્યા શિવાય તને તજું છું ! જા ! ગરીબનું ઘર દીપાવ !

સરસ્વતીચંદ્ર અર્થદાસ પાસે બેઠો-તેની આંગળીએ મુદ્રા પ્હેરાવી;-અને ભૂખથી, દુઃખથી, દયાથી, વિરહથી, નબળો પડેલો વિકલ અને ગદ્‌ગદ્ બનતો તરૂણ ઢળી પડ્યો.

સરસ્વતીચંદ્રને બ્હારવટીયો કલ્પતો, ઘડીકમાં તેને રત્નનગરીની પોલીસને વશ કરવાની યુક્તિ શોધતો, ઘડીકમાં તેની પાસેથી છુટો થવા ઇચ્છતો અને આખરે છેલ્લી ઇચ્છાને વશ થતો અર્થદાસ નિર્ધનતા અને દુઃખનો ઢોંગ લઇ પડ્યો હતો તે એવું ધારીને કે એને નિર્માલ્ય ગણી બ્હારવટીયો પોતાની મેળે પોતાને રસ્તે પડે. તેમ કરતાં નવું નાટક નીકળ્યું. ચગાવેલી દેખાતી આંખો વડે તે મુદ્રા જોઇ,

તે મુદ્રામણિની પરીક્ષા કરી, નજર આગળનો દેખાવ સમજ્યો નહિ, અને મુદ્રા આંગળીમાં બેઠી અને સરસ્વતીચંદ્ર ઢળી પડયો કે એકદમ વીજળીની ત્વરાથી ઉભો થઇ ચોર ચિત્તવાળો પોતાને સમયસૂચક ગણતો પાછું જોયા વગર અને વિચાર કરવા ઉભા રહ્યા વગર, મુઠી વાળી નાઠો.

ગોવર્દ્ધનરામ. મા. ત્રિપાઠી

# વિસલની ચઢાઇ.

આ પ્રમાણે કલ્યાણકારી શકુનિયાળ ચિન્હથી વિસળના રાજ્યનો પ્રારંભ થયો, પણ તેની ચડતી કળા પછવાડેથી વધારે ઘેરાઇ ગઇ, અને ચંદ બારોટ કહે છે કે, એને ગાદી ઉપરથી ઉઠાડી મેલ્યો હતો. તેનું કારણ દેખીતું છે, તે એ કે, તેની એક રાણી પરમાર પુત્રી હતી તે એકલીના ઉપરજ તે સર્વ રાણીઓ કરતાં વિશેષ મોહિત થઇ ગયો હતો. તેથી બીજી રાણીઓ અને તેમનાં સગાં વ્હાલાંઓને અદેખાઇ ઉપજી. તો પણ શિવના આશ્રયથી તેને તેની સત્તા પાછી મળી, ત્યાર પછી તેનો ઉપભોગ તેને ત્રાસ દાયક રીતે કરવા માંડયો. તેમાં મુખ્ય તો કરીને તે નિર્મર્યાદ કામને વશ થઇ ગયો ને એની પ્રજા દેશ છોડીને ટોળે મળી ઉચાળા ભરી જવાને તૈયાર થઇ.

નગરવાસી લોકો, ટોળે ટોળાં મળીને પ્રધાનને ઘેર ગયા, અને કહેવા લાગ્યાઃ ' સ્ત્રી અને પુરૂષ બન્નેના ઉપર સંકટ ગુજરે છે માટે અમે અહિ રહીશું નહિ અને ક્રોધના માર્યા જતાં રહીશું. ઉકળેલા લોકોને પ્રધાને ધીમા પાડયા. તેમનામાંથી જે મુખ્ય હતા તેઓને અને રાણીઓને લઇને સર્વ વાજું રાજા પાસે આવ્યું. તેઓ કહેવા લાગ્યા

કે ભૂમિનું રક્ષણ કરવા રાજાએ બ્હાર ફરતા રહેવું. ભૂતળમાં ઘણા રાજાઓ છે. એવા કાંટાનો નાશ કરવા અધિરાજાએ આક્રમણ કરી ને તેઓનાં નગર અને પ્રાન્ત સ્વાધીન કરી લેવા જોઇએ. તેમના કહેવાનો ભાવાર્થ રાજા સમજ્યો. તે બોલ્યોઃ–" મારામાં જે ભડકો ઉઠયો છે તે તમને દઝાડશે. વારૂ તમે કહો છો તે પ્રમાણે હું કરીશ; હું કીરપાળને તેડવા મોકલું છું ને જે જે દેશ જવાને તમને ઘટીત લાગતું હોય તે તે દેશ હું ઘોડે ચડીને તમારી સાથે આવું છું.

પછી તેણે પોતાના સર્વ મંત્રીઓને આજ્ઞા આપી, અને કીરપાળને તેડું મોકલ્યું. તે સમ્ભરથી અજમેર નગરમાં આવ્યો. આવીને રાજાના ચરણનો તેણે સ્પર્શ કર્યો. નજરાણામાં એક તલવાર લાવીને મૂકી. તેની મૂઠ અને મિણીયું રત્નજડીત હતાં. રાજાએ તેને કેડે બાંધી; મુહૂર્ત વર્ત્યું. રાજા બોલ્યોઃ–સારૂં મુહૂર્ત આપ્યું, તે પ્રમાણે નવખંડ પૃથ્વીમાં હું મારી તલવાર ચલાવીશ, અને આખુ જગત હું મારે સ્વાધીન કરી લઇશ મેરૂના જેવા અચલ રાજાઓ હશે તો પણ હું તેઓને ખંડીઆ કરી દઇશ. અરે! કીરપાળ! મારૂં કહ્યું સાંભળ, ખજાનો લઇને મારી સાથે ચાલ વિસલ સરોવરે આપણે તંબુ ઠોકવો."

દશે દિશાએ તેણે તેડાં મોકલ્યાં કે બધાએ આવીને મને અજમેર મળવું. મહાન્ શ્રી પરિહાર આવીને તેના વાવટાને મળ્યો, મંદોસરના ધણીએ આવીને તેનો ચરણ સ્પર્શ કર્યો, બધા ગહિલાટ (ઘેલોટી) મેળાને માથે થઇ આવ્યા. રામગોર, તુંવર, પાવાનો ધણી, મેવાડનો રાજા મહેશ, દુનાપુરનો મોહિલ પોતાના સાથ સહિત આવ્યા. બલોચ પણ પોતાનું પાયદળ લઇને આવ્યો. સિંધનો રાજા નાશીને સિંધ જતો રહ્યો. ભટનેરના રાજાએ નજરાણો મોકલ્યો. મુલતાન સુધીના રાજાઓ તેને આવી મળ્યા. જેસલમેર આજ્ઞા પહોંચી. બધા મોટા ભૂમીયા તાબેજ હતા; યાદવ, વાઘેલા, મોરી, મહાન ગુર્જર, સર્વેએ તેના તેડાનું પણ રાખ્યું. અંતર વેદમાંથી કુરંભ આવ્યો બધા

મ્હેરે તાબે થઇ તેનો ચરણ સ્પર્શ કર્યો. જેતસિંગ આજ્ઞા માથે ચડાવી નીકળ્યો; તે સાથે તચ્ચીપુરના રાજાને લેતો આવ્યો. ઘણા પરમાર ઘોડે ચડયા; દોર તેની પાછળ ચાલવા આવ્યા; ચંડેલ, દાહીમ, એઓએ તેની પુજા કરી, તરવાર ઘુમાવીને સર્વે ભૂમીયાને સ્વાધીન કરી લીધા.

કોઇ સોલંકી માન આપવા આવ્યા નહિ, તેઓ કઠણાશથી તરવાર પકડી આધા રહ્યા. આવું જોઇને જેતસી ગોલવાલ બોલ્યો: " અજમેરમાં આપણાં ઘર અને નગરને સાચવવા થોડી ફોજ મૂકી, આપણે ચાલો. ચાલુક્ય બચી જવાનો નથી. કુચ ઉપર કુચ કરતા યોદ્ધાઓ ચાલ્યા પર્વતને રસ્તે, રાજા પોતાનો પહેલો ઘા સોલંકી ઉપર કરવાને ચાલ્યો. ઘણા કિલ્લા તેને જમીન દોસ્ત કરી નાખ્યા. તેને ઝાલોર લીધું અને તેનો કોટ તોડી નાખ્યો; પહાડોમાં અને જંગલોમા શત્રુઓ નાશી ગયા. આબુ ઉપર ચડી તેણે અચળેશ્વર જોયા; વાગડ તેણે તાબે કરી લીધું, સોરઠ જે ગીરનારની ભૂમિ ત્યાંથી એને માન મળ્યું અને ખંડણી માગી—લડાઇ મળી નહિ.

ગૂજરાત જે સીત્તેર નગરની ભૂમિ હતી તેમાં ચાલુક્યરાય બાલુક યોધ્ધો હતો. સમાચાર સાંભળીને બાલુક ઘોડે ચડી આવ્યો, શિવ અને દૂર્ગાની તેને પૂજા કરી. પોતાને ખભે તેને ભાલો મૂક્યો. તેની સાથે ત્રીસ હજાર ઘોડે સ્વાર હતા. સીત્તેર મદ ઝરતા હાથીઓ હતા; બે ગાઉને છેટે તેને છાવણી નાંખી ચોહાણે ધુંધાટ સાંભળ્યો. ચાલુક્ય રાવના ધપવાનો ધુંધાટ રાજા વિસલે સાંભળ્યો. રણ ઘોડો મંગાવીને તે અશ્વાર થયો. રાજ્ય ડંકો ગજવ્યો, સેનાને ક્રમમાં ગોઠવી તે આગળ ચાલ્યો. વર્ષારૂતુમાં જેમ તમરાં અવાજ કરે છે તેવું દેખાવા લાગ્યું; ઢાલો ચકચકવા લાગી, ભાલા ઝળકારા દેવા લાગ્યા; યોદ્ધાઓને મન આનંદ હતો, કાયરને મન કષ્ટ હતું. ચાલુક્યની ભૂમિનો નાશ કરી દરીયાના ભરતીને પેઠે સેના આગળ ધશી. રસ્તે જતાં નગર, શહેર અને ગામડાં જે આવે તે લૂંટતા ગયા.

ચાલુકયે સમાચાર સાંભળ્યા એટલે ધુંધવાઇ જેમ ભડકો થાય છે તેમ ધુંધવાઇને તે સાવચેત થયો. બાલુકરાય ચાલુકય યોધ્ધો, પાણી મંગાવીને ન્હાયો; વિષ્ણુનું ચરણામૃત લીધું. હારને ગળામાં પહેરી લીધા અને બોલ્યો જે **अर्थं साधयामि वा देहं पातयामि.** ( આજે હું જય પામવા કે મરવા જાઉં છું. ) જો હું નાસું તો મારા કુળની લાજ જાય. આખી ભૂમિમાં કોઇ યોધ્ધો નથી જ, કે હથિયારથી હરકત થયા વિના વિસલ ચાલ્યો જાય છે ?

શ્રી કંઠ બારોટને શત્રુ પાસે મોકલ્યો. તે વિસળદેવ ચોહાણને જઇ મળ્યો. હાથ ઉંચા કરી તેણે આશિર્વાદ દીધો. બાલુકરાયની હાલ ચાલ વિષે તેણે તેને કહ્યું; તમારે જે કરવાનું છે તે રાજા સાથે કરવાનુ છે, રૈયતની સાથે તમારે શું કામ છે ? તમે તેમને બહુ હાની કરી છે. કોઇ હિન્દુ રાજા એવું કરે નહિ. રૈયતને દુઃખ દેતો બંધથા અને ઘેર પાછો જા. અજમેર જઇ પહોંચ અને ત્યાં રાજ્ય કર. બાલુક રાજાએ કહ્યું કે 'હું ક્ષત્રિય જાતીનો છું, લડાઇ ચલાવવાનો મારો ધર્મ છે. નાસવું એ મને દુઃખદાયક છે, પણ મોતનો દિવસ તો મારો ઉત્સવનો દાહાડો છે, મારી આસપાસ સામંતો છે તે કુલીન જાતના છે અમે તમારાથી પાછા હટવાના નથી, જો તને એમ પરવડે નહિ તે. પાછો જા ને લડાઇ કરવી છોડી દે. રણ ક્ષેત્રમાં સામો થઇશ નહિ. ચોહાણને એવો નિરોપ પહોંચ્યો એટલે તેને રાજ્ય ડંકો વગડાવ્યો ઘોડા અને હાથીઓ ઉપર સામાન સજાવ્યો. યોધ્ધાઓએ હથિયાર ધારણ કર્યાં. બન્ને સેના પાસે પાસે આવી ગઇ. તે દરિયાનાં મોજાંની પેઠે શિખર નમાવતી દેખાવા લાગી. ચોહાણે ચક્રાવો રચાવ્યો. અને બોલ્યોઃ–' હવે આપણે જોઇએ છીએ કે બાલુકરાય અભિમન્યુની પેઠે કેવો ભાંગે છે. જેવો લેખ લખ્યો હશે તેવું નીપજશે.

બન્ને સેના મળી; યોધ્ધાઓ પોતાના મિત્રોને કહેવા લાગ્યા– મારોઓ ! મારો મારો !' તેઓ લડયા અને એક બીજાને કત્લ કર્યા.

ચાલુક્યની સેના પાછી હઠી; બાલુકરાય તેઓની ઓથે આવી પહોંચ્યો, ગાઢ વ્યૂહ તેણે હલાવ્યો. પરિહાર અને ગહિલાટે પૂઠ બતાવી. પરિહાર તુંવરના ડેકાણા ભણી દોડયો; ગાઢ વ્યૂહ તૂટ્યો, અને એકઠો લોચો વળી ગયો. આ વેળાએ ખંધર અને બલોચ શૌર્ય રાખી કંઇ ગણ-કાર્યા વિના બાલુક સામા થયા. યોધ્ધાઓના ડગલા, જેમ તેઓ હોળી રમ્યા હોય તેમ લાલ રંગાયા; તેઓ લોહી લોવાણ થઇ ગયા. વસંત ઋતુમાં જેમ પાલાશ ( કેસુડાનું ) નું ઝાડ લાલ ફૂલથી છવાઇ જાય છે તેમ હાથીઓ લોહી વહેતા ચળકતા દેખાયા. બાલુક અને વિસલ એક બીજાને દેખાવા લાગ્યા. તે જાણે સૂર્યના સામા થવાથી ચંદ્ર ઝાંખો દેખાય છે તેમ દેખાવા લાગ્યું. ચાલૂક્ય ઘોડે ચડેલો હતો, ચોહાણ હાથી ઉપર બેઠો હતો; બન્ને રાજાઓ ભયંકર લડાઇ લડયા. બાલુકે જઇને જ્યારે પોતાના ઘોડાને હાથીના દંતુશળે બઝાડયો ત્યારે એક બીજાંના હથીયાર ભેગા અથડાયાં. રાત્રિ પડી એટલે યોધ્ધાઓ છૂટા પડયા; તેઓ પોતપોતાની છાવણીમાં ગયા અને ઘાયલ થયેલાની સા-રવાર કરવા લાગ્યા

બીજે દાહાડે સવારમાં ચાલુક્યના મંત્રીઓ ભેગા થઇને આવ્યા અને તેમનો રાજા જાણે નહિ એમ ચોહાણને નિરોપ મોકલ્યો. પાવાનો ધણી આ સાંભળીને રાજા પાસે ગયો. તેણે કિરપાળને બોલાવ્યો ચા-લુક્યના મંત્રીઓ તેઓને મળવા ગયા; તેઓ બોલ્યા; જે જે માગો તે તે લાવીને તમારે પગે મૂકીયે, રાજાએ પ્રત્યુત્તર આપ્યું; "સાંભળો અહિં હું ઓધણ રાખી જાઉં છું; એક માસ પછી હું અહિં નગર બાંધીશ–આ માન્ય કરો અને ભેટ લઇ આવજો" આ પ્રમાણે કોલ કરાર થયા. ચોહાણ રણક્ષેત્ર જીત્યો–ચાલૂક્ય ઘાયલ થયો હતો. વિસલ-નગર સ્થાપીને વિસલ પાછો ઘેર ગયો.

રાસમાળા.



# સંયમ

આ જગત્માં જેટલું દુઃખ છે તેનો લગભગ પોણો ભાગ માણસોએ પોતાના મન ઉપર થોડોક અંકુશ ન રાખવાથી પેદા કરેલો છે. જો માણસો પોતાનાં મન, શરીર અને વાણી ઉપર અંકુશ રાખતાં હોય તો તેમને જે સુખ પેદા થાય તેનું વર્ણન કરવું પણ અશક્ય છે માણસને અનેક પ્રકારની ઇચ્છાઓ અને આશાઓ પેદા થાય છે, પણ તેમાં તેને એટલો વિચાર થતો નથી કે એમાંની કેટલી પાર પડે તેવી છે, ને તે પાર પડે તેવી હોય તેમાંથી પણ પોતાને કેટલી પ્રાપ્ત કરવાનો હક છે. આ બે વાતનો નિશ્ચય થયા પછી પણ જે યોગ્ય ઇચ્છા કે આશા જણાય તે સફળ થશેજ એવો કાંઇ નિશ્ચય નથી, એટલે તેને માટે ગાંડા થઇ જવું કે તે ન થઇ શકે તો ગમે તેવે માર્ગે ચઢી જવું એ અનેક પ્રકારની ગુંચવણોનું અને અનેક દુઃખનું કારણ છે. આપણને જે યોગ્ય હોય તેજ ઇચ્છવું એ ઠેકાણે મન ઉપર અંકુશ રાખવાની જેટલી અગત્ય છે તેટલીજ ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત ન થાય તે સમયે પણ રાખવાની છે. પણ આ ઉપરાંત ઘણાંકને કોઇ એકાદ એવી ટેવ પડેલી હોય છે કે જેને સંતોષવા વિના તેમને ચેન પડતું નથી, આવી એક ટેવ કદાપી નિર્દોષ જેવી જણાતી હોય તો પણ તેમાંથી બીજી અનેક પેદા થાય છે, ને છેવટ ઘણી હાનિ ઉપજાવે છે. માણસે એવાં રહેવું જોઇએ કે કશાને પણ આધીન થઈ જવાયું હોય નહિ. ફલાણા વિના ચાલશેજ નહિ એમ હોય નહિ. નિરંતર બીજાની વાહવાહ કે સાબાશી સાંભળવાની ઉમેદ કરતાં આપણા પોતાનાજ અંતઃકરણની શાન્તિ સાચવવાનો માર્ગ સાધ્યો હોય તો વધારેમાં વધારે સુખ ઉપજે છે. એટલા માટે આપણને આપણા મન ઉપર ઘણામાં ઘણો સંયમ રાખવાની અપેક્ષા છે. એક વિદ્વાને કહ્યું છે કે જગત્માં સુખ છે તે કોઇ વસ્તુમાં રહેલું નથી. કેવલ

પોતાના મનના સંતોષમાંજ રહેલું છે; કેમકે જગતના જેટલા જેટલા પદાર્થ છે તેનો એવોજ સ્વભાવ છે કે એકને પામ્યાથી બીજાને પામવાની ઇચ્છા થાય છે, બીજાથી ત્રીજાની થાય છે ને એમ કંઇ છેડો આવતો નથી. જેને થોડામાં થોડી તૃષ્ણા છે એટલે જે ઘણામાં ઘણું સંતોષી છે તેજ સુખી છે. આવો સંતોષ સંયમ વિના પેદા થતો નથી. આપણે જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિમાં સારામાં સારા કહેવાઇએ તેવા થવાને નિરંતર પ્રયત્ન કરવો. પણ મનને કોઇ અયોગ્ય વાસનાની પાછળ ભમતાં અટકાવવા માટે નિરંતર સંયમનો અભ્યાસ રાખવો. નાના નાના વિષયોમાં પણ સંયમ રાખવાની જરૂર છે એટલુંજ નથી પણ વિચારમાં પણ સંયમ રાખવાની જરૂર છે, કેમકે અયોગ્ય વિચાર, આજ નહિ તો, કોઇ કાલે પણ અયોગ્ય કામ ઉપજાવ્યા વિના રહેતા નથી.

મન ઉપર સંયમ રાખવાની સાથેજ શરીર ઉપર પણ સંયમ રાખવાની અપેક્ષા છે. ઘણાંકને આપણે એમ બોલતાં સાંભળીએ છીએ કે અમારા મનમાં તો આમ હતું, પણ આમ થઇ ગયું. આ બોલવું માત્ર પોતાની જાતને તેમ સામાને ઠગવા માટેજ બોળી કાઢેલું છે. મનમાં જો નિશ્ચય હોય તો શરીર કોઇ દિવસ પોતાની મેળે તેથી અવળું ચાલી શકતું નથી. ઉલટું એમ તો કોઇવાર થાય છે કે મનમાં કોઇ વિચાર નઠારો થયો હોય પણ શરીરને તે પ્રમાણે ચાલવા ન દીધું હોય તો તે વિચાર નાશ પામી શકે છે. મનનો નિશ્ચય એજ શરીરને પણ ચલાવવાને સમર્થ છે, પણ સંયમથી એટલુંજ કરવાનું છે કે મનના અંકુશમાંથી શરીરને કદાપિ ખસવા દેવું નહિ. ઘણાક એમ સમજે છે કે શરીરના નિર્દોષ ઉપભોગથી સંયમમાં ભંગ થતો નથી, પણ શરીરને ઉપયોગ વિનાના લાલન પાલનથી આળસની ને અયોગ્ય નરમાશની ટેવ પડે છે, ને તેથી તે મનના તાબામાંથી પણ નીકળી જવાનું ધીમે ધીમે શીખે છે. માટે નાની મોટી સર્વ વાતમાં

શરીરને પણ યોગ્ય રીતે અંકુશમાં રાખતાં શીખવું. શરીરની જુદી જુદી ઇન્દ્રિયો ઘણીકવાર પોતપોતાના વિષયમાં એવી બહેકી જાય છે કે પરીણામે બહુ દુઃખ અને અપયશ વહોરી લાવે છે. નેત્ર, શ્રવણ, આદિ ઇન્દ્રિયોને જે સ્વાદ પડે છે તેથી તે લોભાઇને ગમે તેવે માર્ગે ચઢી જાય, પણ એવા અસંયત આચારણથી વિનાશજ નીપજેછે.

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

---

# શાન્તિ.

---

જુઓ, તમારી ચારે પાસ નજર કરો. સૂર્ય ઉગે છે, આથમે છે; દિવસ આવે છે, રાત પડે છે; પવન વાય છે, શીતલતા વિસ્તારે છે. ઋતુઓ એક પછી એક આવે છે. ટાઢ, તાપ, વૃષ્ટિ, એમ આવી પૃથ્વીને પોષણ કરે છે. વૃક્ષો પોતાને કાલે ફળ આપે છે; ખેતરો સમયે સમયે અન્ન પૂરૂં પાડે છે. આમ આખી પૃથ્વી ઉપર વિશ્વની રચના ચાલ્યાં જાય છે. એક પૃથ્વીના ગોલને મૂકીને બીજી જે અનેક પૃથ્વીઓ તારા, નક્ષત્ર, ગ્રહ ઇત્યાદિ રૂપે નજર પડે છે તેના ઉપર જુઓ, તો તે પણ એક એકના આશ્રયથી પોતપોતાના સ્થાનમાં રહી પોતપોતાનાં કામ કરતી જણાશે. બહારની સૃષ્ટિને મૂકી તમારા શરીરની અંદરની સૃષ્ટિ જુઓ. તેમાં એક પળવાર પણ અટક્યા વિના શ્વાસ ચાલ્યાં જાય છે, લોહી ફર્યાં જાય છે, અન્ન પચ્યાં જાય છે, ને એ ત્રણ અન્યોન્યને મદદ કરે છે, અને એમ શરીરનાં તત્ત્વો બંધાતા ચાલે છે. આ પ્રમાણે જે ઘટના બહાર અને અંદર સર્વત્ર વ્યાપી છે. તે કેવી નિયમિત છે, કેવી એક એક જોડે સંબંધવાળી છે, છતા કેવી શાન્તિથી અમુક રીતે ચાલ્યાંજ જાય છે. એ નિયમ

અને સબંધ તેમાં એક તલપૂર પણ અંતર થાય એમ ધારો. તો શું પરીણામ થાય ? પવન વાતો બંધ થઇ જાય કે શરીરમાં લોહી ફરતું બંધ થઇ જાય, તો જેમ એક પાસ આખા વિશ્વની રચના ભાગી પડે, તેમ બીજી પાસ એકે એક જીવ પણ મરી જાય. એનું સાધારણ ઉદાહરણ જોઇએ તો એજ છે કે આપણને જે જે રોગ થાય છે, તે એ ચાલતા નિયમમાં આપણે કાંઇક અવ્યવસ્થા કરી હોય તેને સુધારી લેવા માટેજ થાય છે; બહારના વિશ્વમાં જે અનિયમિત બનાવો બને છે તે પણ તેવાજ હેતુવાળા છે; આપણાં દુઃખ પણ સુખ માટે છે.

આખા જગતની આવી રચના અનેક નિયમોથી યથાર્થ ચાલ્યા જાય છે. તેનો ખડખડાટ કે ગડબડાટ કોઇ સાંભળતું નથી. પણ એ નિયમ આગળ માણસ પોતે કેવો તુચ્છ કેવો હલકો, કેવો લાજ ભરેલો વ્યવહાર પાળે છે ! જગતના નિયમથી ઉલટું ચાલવા જાય છે ! બે માણસ ભેગાં થયાં કે તુરત કાંઇને કાંઇ વિરોધ ઉઠવાનો, કાંઇને કાંઇ કલહનું કારણ જડવાનું, ને એમાંથી એવો કોલાહલ થવાનો કે જે બધા ગામને જાણ થાય. માણસો જે જે દુઃખના ભોગ થઇ પડયા છે, જે જે કષ્ટ વેઠે છે, તે બધાં પરસ્પર સંબંધ બગાડવામાંથી પેદા થયાં છે. આપણે હમણાંજ જોયું કે જે નિયમથી આખા વિશ્વની રચના શાન્તિએ ચાલે છે, તે શાન્તિમાં જરા પણ વિઘ્ન પડે તો આખું વિશ્વ ભાગી પડવા વેળા આવે છે; તો માણસો જ્યારે પરસ્પરમાં શાન્તિ સાચવે નહિ, પરસ્પર દ્વેષ અને કુસંપ તથા ઇર્ષ્યાથી શાંતિનો ભંગ કરે, ત્યારે તેવાં માણસ જે ઘરમાં, જે કુટુંબમાં જે ગામમાં કે જે દેશમાં હોય તે ઘર તે કુટુંબ તે ગામ, કે તે દેશ, વિનાશ પામે એમાં આશ્ચર્ય નથી. માણસનો સ્વભાવ એવો છે કે તે એકલું રહી શકતું નથી. તેને એકલાં ગમતું નથી એટલુંજ નહિ, પણ તેના શરીરનું અને મનનું બંધારણ એવું છે કે તેને જે જે

અપેક્ષા થાય છે. તે તે પોતે એકલુંજ પૂરી કરી શકતું નથી. પોતાને ખાવા, પીવા, ઓઢવા, પહેરવા જે જે વસ્તુઓ જોઇએ, અને તે વસ્તુઓ મેળવવા માટેનાં જે જે જુદા જુદા પ્રકારનાં સાધન જોઇએ, તે બધું એકલું એકજ માણસ મેળવી શકતું નથી. પશુ પક્ષીને તો ઠીકજ છે, કે તેમનાં શરીરની સંભાળ ટાઢ તડકા વખતે કુદરત પોતેજ રાખે છે. તેમના પેટને માટે પણ ફળ ફૂલ સર્વત્ર પેદા કરે છે; પણ માણસને એમ નથી. એને તો ટાઢમાં ઓઢવાનું જોઇએ છીએ, વરસાદમાં ઢાંકણુ જોઇએ છીએ, પેટને માટે અમુક પ્રકારનું ભોજન જોઇએ છીએ. આટલું તો તેને જેના વિના ચાલેજ નહિ તેવી આવશ્યક વાતોમાં છે, પણ જ્યારે તેને જે ઉપભોગ કે આરામની ઇચ્છાઓ થાય છે ને જેને પૂરી કરવા માટે કરોડો માણસોને કામે લગાડયાં પણ છેડો આવતો નથી, તે લક્ષમાં લઇએ ત્યારે તો માણસ શું નથી માગતું, ને તેને શું નથી જોઇતું, એ કહી શકાતું નથી. પશુ પક્ષી એવા ઉપભોગ કે આરામ કાંઇ જાણતાં નથી. આવો વિચાર કરતાં સમજાય છે કે માણસ પોતે એકલું આમાનું કશું કરી શકે એમ નથી. પોતાને જેના વિના ચાલે નહિં તેવી વસ્તુઓ પણ પેદા કરી શકે તેમ નથી. પણ આવી કેવલ શરીરની જ રચના કરતાં જ્યારે માણસના મનનું બંધારણ જોઇએ ત્યારે એમજ જણાય છે કે તેનાથી એકલાં રહી શકાતુંજ નથી. તેને સર્વદા પોતાની જાતના કોઇ પણ જીવની સોબતની અપેક્ષા રહે છે, ને ઘણું કરીને પોતાની પ્રતિ જાતિનો સહવાસ તેને બહુ અનુકૂળ ને આનંદકારક લાગે છે. આમ સ્પષ્ટ જણાય છે કે માણસો પોતાના શરીરની તેમ મનની શાન્તિને માટે પોતાના કરતાં બીજાનાં ઉપર આધાર રાખવો જ પડે છે. જ્યારે આવું છે ત્યારે એ શાન્તિમાં જરા પણ વિક્ષેપ પડે તો એને અત્યંત દુઃખ પેદા થાય એ પણ સમજવું કઠિન નથી. પરસ્પર શાન્તિથીજ વર્તવામાં માણસને શરીર અને મનનું સુખ મળે છે; બહારથી સુખ મળે છે એટલુંજ નહિ, પણ પોતાના અંતઃકરણમાં

પણ સર્વ પ્રકારનો સંતોષ પેદા થાય છે. માણસે જેમ બને તેમ શાંતિ સાચવવી એ તેના શરીરનો, મનનો, સ્વભાવનો નિયમ છે. શાન્તિ ન સાચવવાથી તેને શરીરમાં, મનમાં, સ્વભાવમાં સર્વત્ર પીડા થાય છે; રોગ થાય છે ક્લેશ થાય છે, અસંતોષ વધે છે, ને એ સર્વને લીધે એક પણ સંબંધ ગમતો નથી, કોઇ પણ તેની પાસે રહેતું નથી, તેને કોઇ સહાય થતું નથી, એમ પોતાને તેમ જગતને હાનિ થાય છે.

મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

---

# સાહિત્ય સાથે પ્રજાનો ઘાડો સંબંધ.

[ રા. અરદેશર ફરામજી ખબરદાર આ જમાનાના મોટા કવિ છે. તેમણે દલપત શૈલીથી કાવ્યો લખવાની શરૂઆત કરી અને ઉત્તરોત્તર તેમનાં કાવ્યો ચઢતી કોટિનાં થવા લાગ્યાં અને સાહિત્યમાં તેમને ઉચ્ચ સ્થાન મળ્યું. તે પારસી હોવા છતાં શુદ્ધ ગુજરાતી ઉપર સારો કાબુ ધરાવે છે. તેમનો ભાષા પ્રેમ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ પદેથી તેમણે આપેલા ભાષણમાં સારી રીતે માલમ પડે છે. તે ભાષણમાંથી નીચેના ફકરા આપ્યા છે. ]

સાહિત્યની આવી મહત્તા છે, તેનો આવો પ્રભાવ છે, તેનું આવું અમરત્વ છે. ક્ષણે ક્ષણે બદલાતી પ્રકૃતિનું અને પળે પળે મૃત્યુના મુખમાં હોમાતી માનવસૃષ્ટિનું એ નવજનક અમૃત છે. સાહિત્યની આવી મહત્તા જે જાણી શકે તેજ માનવજીવની મહત્તા પિછાની શકે અને માનવજીવનમાં મહત્તા લાવી પણ શકે. જૂદી જૂદી પ્રજાઓની ઉન્નતિ કે અધોગતિ તે તે પ્રજાઓનાં સાહિત્યની ઉન્નતિ કે અધોગતિ સાથે પરસ્પર સંકળાયલી રહે છે, સાહિત્યની ઉન્નતિમાં પ્રજા-

જીવનનો ઉત્કર્ષ છે, અને પ્રજાજીવનના ઉત્કર્ષમાં સાહિત્યની ઉન્નતિ છે. પ્રજાપ્રજાઓના સમર્થ સાહિત્યગ્રંથો લો તો તે તે ગ્રંથો ગ્રથિત થયા તે કાળમાં તે તે પ્રજાઓ સંસ્કૃતિની પરમ સ્થિતિમાં હતી એવું તુરત પ્રત્યક્ષ થશે. સાહિત્યની ઉન્નતિ એટલે પ્રજાના મનોબળનાં પ્રખર દર્શન, પ્રજાની પુણ્ય ભાવનાઓનું દેવમંદિર, પ્રજાની આત્મ-શક્તિના વિપુલ ધબકારા. કોઇ પણ પ્રજા સૂતેલી છે કે જાગતી છે, તે તેના સમકાળીક સાહિત્યની દશા થોડે વત્તે અંશે જરૂર સ્પષ્ટ કરશે. પૃથ્વીનાં રાજ્ય કરતાં આત્માનાં મનોરાજ્ય વધારે વિશાળ અને વધારે બળવંતાં છે. પ્રજાની અધોગતિ એટલે એ મનોરાજ્યની અધો-ગતિ. "નંદનવનના પ્રાસાદોની ટોચ" પરથી સરી પડતો એ મનોરા-જ્યનો વિજયધ્વજ જ્યારે પૃથ્વીની ધૂળમાં રગદોળાતો થાય છે, ત્યારે તેની સાથે એ વિજયધ્વજને ધારતી પ્રજા પણ ધૂળમાં હવાતીઆં મારે છે. જ્યાં સૂધી એ વિજયધ્વજને પોતાનાં હૃદય નીચોવીને તેના રંગથી એ પાછો ન રંગે, અને તેને પાછો સમર્થ હાથે ઝાલી વીરતાથી તેજ નંદનવનના અમર દ્રુમની ટોચે ચઢાવી ફરફરતો ન કરે, ત્યાં સૂધી એ પ્રજાનું પ્રજા તરીકેનું જીવન અસ્તવ્યસ્તજ રહેવાનું. એને પરાઇ હાંલ્લી ધોવી પડશે, પારકા ચૂલા ફૂંકવા પડશે, ફેંકી દીધેલાં વસ્રો દીલે ચઢાવવાં પડશે, અરધા કરડીને નાખેલા ટૂકડા ખાવા પડશે, પરાયાં બાળકોનાં હાલરડાં ગાવાં પડશે, એના તનમનને ગુલામીનું સ્નાન લેવું પડશે, અને પવિત્ર ગંગોદકની અમૃતધારા નજર સામે વહેતી જતી છતાં એના આત્માને જ્વાલામુખી પવર્તના જેવો ધગ-ધગતો રહી આજુબાજુ અધોગતિનીજ અગ્નિધારા ઉડાવવી પડશે. પ્રજાનું જીવન એ પ્રજાના સાહિત્યભુવનનું નિવાસી છે. એ ભુવનની મરામત ચાલુ ના રાખે, એને વળગેલાં અને વળગતાં જાળાં હમેશાં સાફ ના કરે, એની બારીઓ અને અટારીઓમાંથી રોજ રોજ નવ-પ્રકાશિત સૂર્યનાં પ્રાણપ્રેરક અને પ્રાણપૂરક કિરણો એના તમામ ઓરડાઓમાં પ્રફુલ્લપણે પ્રવેશવા ના દે, એની ભીંતો અને છતો

પરનાં સોનાજડયાં અને રત્નમઢયાં કળાલેખનના ઝબકારા નવા નવા દષ્ટિકોણુથી ના જોય, એનાં જૂનાં રાચરચીલાંની 'પ્રાણુસમાં સ્વજનના' જેવી વહાલથી સંભાળ રાખી યુગયુગના અને જમાના જમાનાના નવા નવા સાજનો તેમાં ખુબીદાર ઉમેરો ના કરે, એ મહાભુવનમાં પ્રજાની ઉન્નતિ ઇચ્છનારા એ પ્રજાના રક્ષક પહેરેગીરો અને નેતાઓ પિતૃતર્પણની જેમ સાહિત્ય તર્પણમાં પોતાના આત્મા ના સમર્પે અને એ પુણ્ય ભુવનને 'ઘર જેવું મીઠું' ગણી પ્રજા એને માટે ઘરઘેલી ના બને, તો એ પ્રજા જીવનને વિશાળ આકાશની હેઠે કાળના સખત તડકામાં તપીને વિલાવું પડશે, અને વાયુનાં ધમસાણોમાં કે વરસાદની રેલરેલામાં તણાઇ જઇ કદી પૃથ્વીથી પણ તેને જડમૂળથી ઉખડી જવું પડશે. એ સાહિત્ય ભુવનો જેનાં જેનાં ભાગી ગયાં કે તેનાં ખંડિયેર થયાં કે અવશેષમાં માત્ર તેની ઝાંખી સ્મૃતિજ રહી, તે તે પ્રજાનું પણ પૃથ્વીમાં માત્ર નામજ અવશેષમાં રહ્યું છે. માટે પ્રજા જીવનની પ્રતિકૃતિ તેના સાહિત્યમાં છે. તેમ સાહિત્યની પ્રતિકૃતિ તેને પોષનાર પ્રજાના હૃદયબળમાં છે. પ્રજા જીવનમાં જેમ જેમ ચેતન આવતુ જાય, તેમ તેમ તેનું સાહિત્ય પણ નવચેતનવંતું થતું જાય છે. પ્રજા માત્ર ઉદર નિર્વાહના પશુ કાર્યમાંજ ગુંથાઇ રહે, પ્રજા માત્ર એશઆરામમાંજ મશગુલ રહે, પ્રજા માત્ર સરસ્વતીનું સેવન લક્ષ્મીના રંગ ભુવનના દ્વારમાં પેસવા પૂરતુંજ કરે અને પ્રજા માત્ર પૂર્વજોએ સંચિત કીધેલા સાહિત્ય ભંડારની કીર્ત્તિની વાતો કરવામાંજ ગર્વ અને ગૌરવ માને કે એ સાહિત્ય ભંડાર પર તાળાં મારી તેમાં પોતાના પરાક્રમની મુઠ્ઠીભર પ્રસાદી પણ ના ઉમેરી શકે એવી સ્થિતિએ તે પૂગે, ત્યારે એ પ્રજાને માટે પૂર્ણિમાની આકાશ ભરતી પ્રભાસુધા નથી, કે નથી તેને માટે શુકલચંદ્રની દિનદિન વધુ વધુ ભરાતી ચાંદરણાંની ભરતીઓની મોતી પૂરતી છોળો. એને માટે તો અમાસનાંજ અંધારાં છે. એક ઠેકાણે મેં કહ્યું છે કેઃ—

"રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે, શું
આ તુજ એવી અમાસ!

ઘુંઘટ ઉઘાડ, ખિલાવ કળા, સખી !
વેરી દે તુજ હાસ !

જે પ્રજાના જીવનમાં એ સાહિત્યનો રસ નહિ ઝરે, કે એના હૃદયની અને બુદ્ધિની પ્રભુતા નહિ સ્ફુરે, તે પ્રજાને માટે તો આખરે અમાસનીજ દશા નિર્માણ થયેલી છે. જે પ્રજાએ એ દશા ના લાવવી હોય, કે એ દશા ભણી જે ગબડતી જતી હોય, તે પ્રજાએ તો પોતાના જીવનની કળાને હજાર પ્રયત્ને પણ ચઢતી કરી ખિલાવવી પડશે, અને પોતાના હૃદયની રસિકતા તથા મનની પ્રભુતા વિકસાવવા માટે રાતદિન મથવું પડશે. એ મથન થશે ત્યારેજ પાછાં પેલાં દિનદિન ચઢતી કળાનાં ચાંદરણાં આકાશભરમાં તેનો પ્રભાવ પાડશે, અને પછીજ પૂર્ણિમાની સોનેરી ગુલાબી પાંદડીઓ જેવાં તેનાં હાસ્ય જગતભરમાં અનેરાં અમૃત પૂરશે.

અરદેશર ફ. ખબરદાર.

---

# સાહિત્યનો ઈતિહાસ તેજ પ્રજાનો ઈતિહાસ.

પ્રજાનું સાહિત્ય એટલે એ પ્રજાનો પુરુષાર્થ, એ પ્રજાની વીરતાનો પુરાણ છતાં દિનદિન નવા નવા વિજય ઉડાવતો ધ્વજાસ્થંભ, એ પ્રજાનાં સતત સ્ફૂર્તિ ભર્યાં વિજયગીતોમાં નવી નવી ચેતના પૂરતો અને ફૂંકતો શંખનાદ. કોઇ પ્રજાનો પુરૂષાર્થ નષ્ટ કરવો હોય, તો તેના સાહિત્યનો નાશ આવશ્યક છે, એ ક્રૂર મર્મ માનવજાતિને જૂના કાળથી જાણીતો છે. પૂર્વકાળમાં યુનાની સિકંદરે જ્યારે તે વેળાનું મહાબળી ઇરાન જીત્યું ત્યારે તેની મુખ્ય પુસ્તકશાળાને બાળી

નાખી હતી. આ પુરાણા સાહિત્યનો નાશ તે પછીની ઇરાનની વેદકાળ—જૂની પ્રજાની ઉત્તરોત્તર અધોગતિ પામેલી દશાનું મુખ્ય કારણ થઇ પડયો હતો. ઉત્તરકાળમાં ઇંગ્લંડે આયર્લૅંડ જીત્યું, અને ત્યાં પણ આયર્લૅંડના સાહિત્ય પર પડદો ઢાંકવા તેના પ્રજાસાહિત્યને ખોળંબે નાખીને નિશાળોથી માંડી તમામ લોકવહેવાર અને રાજ્યવહેવારમાં અંગ્રેજી ભાષાનીજ સ્થાપના કીધી, અને તેનોજ પ્રસાર સારા દેશમાં કરાવ્યો. બહુ લાંબા કાળ સુધી આયર્લૅંડની પ્રજાનો આત્મા એમાં કચરાયા કીધો, અને આખરે આજથી ત્રીશેક વર્ષ ઉપર ત્યાંના વિચારકો, કવિઓ અને રસવેત્તાઓએ પાછો પોતાની પુરાણી ભાષાનો અને તેના ખૂણે ખોચરે છુપાવી રાખેલા સાહિત્યનો ઉદ્ધાર કરવાનો ખંતથી પ્રયાસ કર્યો, તથા એ પ્રયાસ કરતાં પ્રજાની નાડીઓમાં પાછું કેવું નવચેતન અને નવજીવન આવ્યું, અને પોતાની વહાલી સ્વતંત્રતા કેટલા મહાભોગ આપીને પણ પાછી મેળવી, એ તો આપણી નજર આગળ બનેલો આજનો ઇતિહાસ છે. આપણા આ પુરાણ ભારતદેશનો આ છેલ્લાં દોઢસો વર્ષનો એવોજ કાંઇ ઇતિહાસ આપણે જોઇએ છીએ. આપણી કથાઓ અને આખ્યાનોના ગામેગામે અને શેરીએશેરીએ થતા મેળાવડાઓ આછા આછા અને નહિ જેવા થતા ગયા. આપણા ધર્મગ્રંથોને પણ પાશ્ચાત્ય ફિલસૂફીની કસોટીએ ચઢવું પડયું. આપણા ઇતિહાસને પણ પરબુદ્ધિએ જાણી જોઇને આપેલી વિરૂપતા આપણે ખરી માની તેવોજ વિરૂપ માનતા થયા. આપણા અખાડાઓ, આપણાં તાલીમખાનાંઓ, આપણી યુદ્ધવિદ્યા, આપણા સ્વયંવરો, આદિ આપણી મર્દાનગીનાં સાહિત્ય ગુમ થયાં. આપણા ગરબાઓની હૈયાં હલાવતી હીચ તથા આપણા રાસડાઓની તાલભર છલંગો ભૂલાતી અને નિર્માલ્ય થતી ગઇ. આપણું કંઠસ્થ સાહિત્ય, આપણી અનુભવરસિક લોકકથા, આપણાં ગૃહભાવકુંજાં લોકગીત, આપણી લલિત કળાઓ, વગેરે સર્વ ધીરે ધીરે અદૃશ્ય થતું ચાલ્યું. આપણે સ્વજનમય મટી પરજનમય બન્યાં. એ સર્વ આપણી ભાષાને અને

આપણા સાહિત્યને ખૂણે બેસાડી પરભાષા અને પરસાહિત્યને ઝોલે ચઢાવવાનાં પરિણામો છે. આપણા લોહીમાં આપણી પોતાની સંસ્કૃતિનાં રાતાં કણો બહુ કમી થઇ ગયાં છે. અને તે સાટે આપણી રગોમાં પરભાષાના સાહિત્યની મોહનીભર પીચકારી મારી આપણે આપણા પોતાના આત્મા અને હૃદયની શક્તિ તથા પ્રભુતા ભૂલી બેઠાં છીએ. આપણી પ્રજા તરીકેની અધોગતિ આપણા સાહિત્યની અધોગતિનુંજ પરિણામ છે. આ સત્ય ભલે અપ્રિય હોય, ભલે કડવું હોય, પણ એ સત્ય આપણે તેના સ્પષ્ટ રૂપમાં જોવુંજ પડશે. સત્યનું શુદ્ધ સ્વરૂપ જોવાજ જો આપણે અશક્ત હોઇએ, તો સત્યને શુદ્ધ રીતે આપણે કેમ દર્શાવી કે દેખાડી શકશું ? સત્ય જેવી ભવ્યતા કોઇ નથી, સત્ય જેવી પ્રબળતા કોઇ નથી, સત્ય જેવી નવીનતાયે કોઇ નથી. એ સત્યને પ્રત્યક્ષ કરશું ત્યાંથીજ આપણી આ અમાસ પાછી ગઇ કાલની ગણાશે, અને આપણી પ્રજા તરીકેની ચઢતી કળા તેજ પળથી વધવા માંડશે. આપણી ગંગા અને યમુના, આપણી સિંધુ અને સાબરમતી, આપણી તાપી અને નર્મદા, એ સર્વ પવિત્ર નદિઓની રેલ હાલ ખારા સમુદ્રમાં ઢોળાઇ અકારત જાય છે, તેના સભર પ્રવાહોને પાછા આપણા સરોવરમાં વાળો, તેનાં પુણ્યોદકમાં આપણા આત્મા અને હૃદયને અંઘોળ કરાવો, અને તેની વહી જતી શક્તિઓને આપણા જીવનમાંજ એકવાર પાછી સમાવો. આપણા વિદ્વાનો અને પંડિતો જ્ઞાનનાં પોટલાં નહીં પણ પ્રજ્ઞાના પ્રભાકર થાય, આપણા કવિઓ ઘરના ભારવટીઆ પર માળો બાંધી ચીંચીં કરતી ચકલીઓ નહિ પણ આકાશ વીંધતા ગરૂડ બને, આપણા ગવૈયાઓ અને સંગીતશાસ્ત્રીઓ ગ્રામોફોનની ચૂડીઓ નહિ પણ નંદનવનની પ્રાણભર મોરલી બને, આપણા ધર્મશાસ્ત્રીઓ મંદિરોની પૂજા પાતરી નહિ પણ મંદિરોના દેવોની આકાશવાણી થાય, આપણા કળાધરો ભીંતના રંગો કે પત્થરની હથોડી નહિ પણ સૌંદર્યના સરોવરમાં નીરક્ષીરને જૂદાં પાડતા રાજહંસ બને કે તાજમહેલના જેવા

ભાવનાપૂર્ણ મિનારા થાય, આપણા વેપારીઓ દલાલ અને દુભાસીઆ નહિ પણ નરસિંહ મહેતાની કુંવરબાઇનું મામેરૂં કરતા દામોદરદોશી બને, આપણા વિદ્યાર્થીઓ વિદ્યાપીઠના બાંકડા નહિ પણ સરસ્વતીના રસભુવનના ડોલતા મોરલાઓ થાય, આપણી મહિલાઓ ઘરનાં વાસણો કે રમવાની પૂતળીઓ નહિ પણ રસની રાણીઓ અને ગૃહ-મંદિરની ચેતનવંતી દેવીઓ બને,–અરે આપણે પોતે જીવનનાં ગાડાં નહિ પણ પુરુષાર્થના ગાંડિવટંકાર કરતું આપણા સાહિત્યનું પ્રબળ રણશિંગડું બનીએ, તોજ આ સાહિત્યમાં પાછું નવજીવન ફૂંકી શકાશે, અને એના નવજીવન સાથે આપણી શુક્લ કળાનો ચંદ્રકુંભ દિનપર-દિન અમૃતથી વધુ વધુ ભરાતો જતાં આપણું પ્રજા તરીકેનું જીવન પણ પાછું પ્રફુલ્લ બનશે, અને ત્યારેજ–અરે ત્યારેજ આપણે આંગણે પાછા મોતીના ચોક પૂરાશે, આપણે કપાળે લક્ષ્મીજી રોજ પોતાને હાથે ચાંલ્લો કરશે, અને વીણાધારી સરસ્વતીનાં ગાન આપણાં જીવનમાં સતત પ્રભુતા અને ઉલ્લાસ ભરશે એ પ્રભુતા અને ઉલ્લાસ આપણા આ દેશમાં જલદી લાવવા મહાકૃપાળુ કિરતાર શક્તિ અને પ્રેરણા આપો ! આમીન !

અરદેશર ફ. ખબરદાર.



# અઘરા શબ્દોનો કોષ

અ

અટક=નિયમ
અણુછતી=ન દેખાય તેવી
અથઇતિ=શરૂઆતથી અંત સુધી
અદૃષ્ટ=ન દેખાતું
અધર=નીચલો હોઠ
અનિમેષ=આંખ મીંચ્યા સિવાય
અનિલ=પવન
અપ્રમેય=ન માપી શકાય તેવા
અવધ્ય=સીમા
અવનિ=પૃથ્વી
અરૂણું=લાલ રંગનું
અર્ણવ=સમુદ્ર
અસિ=તરવાર

આ

આદિત=સૂર્ય
આદ્ય=પહેલું
આફૂણીએ=તરત
આસક્ત=પ્રેમમાં પડેલો

ઇ

ઇતબાર=વિશ્વાસ

ઉ

ઉજમ=પ્રકાશતું
ઉત્કૃષ્ટ=ઉચ્ચ
ઉત્પત્યા=ક્ષુધા
ઉદક=પાણી
ઉદ્‌ગાર=બોલવું તે

ઓ

ઓસંગાવું=શરમાવું

અં

અંગના=સ્ત્રી

ક

કથીર=સીસું
કપોલ=ગાલ
કપોતી=કબુતરી
કવન=કવિતા કરવી તે
કામની=સ્ત્રી
કુરંગ=હરણું
કૃશ=સુકાઇ ગએલું
કૃષિક=ખેડુત
કૃષિવલ=ખેડુત
કંચુકી=ચોળી

ખ

ખામુખા=એમને એમ પાછા આવવું
ખેરો=કચરો

ગ

ગણના=ગણત્રી
ગ્રાહ=પકડવું તે, બંધ
ગ્રહેનાર=પકડનાર

### ચ

ચરણ=પગ
ચક્ષ=આંખ
ચળ=ખજવાળ
ચાવલ=ચોખા
ચીન્યો=ઓળખ્યો

### જ

જદ્યપિ=હજી સુધી
જાનું=જાંગ
જામની=રાત
જિગર=હૃદય
જુગ્મ=જોડું
જ્યેષ્ટિકા=લાકડી
જ્યેષ્ટિકાદાર=છડીદાર

### ટ

ટુપાતી=ખેંચાતી, વાળ ખેંચી કઢાતી

### થ

થરોલી=ટેકરી

### દ

દોહેલે=મુશ્કેલીએ
દ્યુત=જુગાર
દ્રુમ=ઝાડ

### ધ

ધરણ=પૃથ્વી
ધરા=પૃથ્વી
ધેન=ગાય

### ન

નભ=આકાશ
નવાણ=નાવાની જગ્યા
નવોઢા=નવી પરણેલી સ્ત્રી
નિમિષભર=આંખ મીંચીને ઉઘાડે તેટલો વખત
નિર્માણ=નક્કી કરેલું ( ભવિષ્ય )
નિર્વાટ=રસ્તાના ચિહ્ન વગરનું

### પ

પડો=જાહેરાત કરવા નગારૂં વાગે તે
પદ=પગ
પદઘોષ=પગનો અવાજ
પરજંગ=પલંગ
પરવરતી=જતી
પરહરી=ત્યજી
પર્યંત=સુધી
પહોંતો=પહોંચ્યો
પક્ષ્મ=પાંપણ
પાણી=હાથ
પાતા=રક્ષણ કરનાર
પાવરધા=હોંશિયાર
પુણ્યશ્લોક=સવારમાં નામ લેવા લાયક
પુંજ=ઢગલો
પૃથક=જૂદું
પંચત્વ=મોત

પ્રણય=પ્રેમ

પ્રણવ=ઓમ્ ( દરેક મંત્રની શરૂઆતમાં આ ઉચ્ચાર કરવામાં આવે છે. )

પ્રણિપાત=વિનંતિ

પ્રતિકૂલ=વિરુદ્ધ

પ્રતિધ્વનિ=પડઘો

પ્રતીતિ=ઓળખાણ

પ્રતિષ્ઠા=આબરૂ

બ

બાજ્યો=વાગ્યો

બિન્દુ=ટીપું

ભ

ભગિની=બહેન

ભાનુ=સૂર્ય

ભામિની=સ્ત્રી

ભાળ=તપાસ

ભાંજે=ભાગે

મ

મદોન્મત્ત=અભિમાનથી ગાંડો બનેલો

માનની=સ્ત્રી

માનશુકન=અપશુકન

માવો=માધવ

મિષ્ટ=મીઠું

મીરાત=મિલકત

ર

રસના=જીભ

રસહીન=રસ વગરનું

રુધિર=લોહી

લ

લોચન=આંખ

વ

વત્તા=વત્તુંનું બહુવચન. વત્તું એટલે હનુમાન

વપુ=શરીર

વસન=કપડું

વાજી=ઘોડા

વામા=સ્ત્રી

વામણો=ઠીંગણો

વાયસ=કાગડો

વાયસસું=કાગડા સાથે

વારિ=પાણી

વિપુલ=ઘણું

વિભૂતિ=મોટાઈ

વિરંચી=બ્રહ્મા

વિષમતા=ભેદભાવ, નાનામોટાપણું

વિહગ=પક્ષી

વોહોણાં=વગરનાં

વોહોરનીઓ=ખરીદ કરનાર

વ્યોમ=આકાશ

શ

શર=બાણ

શલ્યા=પત્થર

શાર્દૂલ=વાઘ

શીઘ્ર=તરત

શીર્ષ=ડોકું,

શુષ્ક=સુકું, નીરસ

**સ**

સતત ગતિમર્તા=હમેશાં ગતિ વાળી

સમીર=લાવણી

સહકાર=આંબો

સુધાકર=ચંદ્ર

સોહાગ=શોભીતો

**હ**

હિમસુતા=પાર્વતી

